શ્રી વિજય ભુવનતિલકસૂરીશ્વર જૈન ગ્રંથમાલા/૨૬

આત્મ-કમલ-લબ્ધિ-ભુવનતિલકસૂરિ-ગુરૂભ્યો નમઃ

પૂજ્યપાદ આચાર્યદેવશ્રીમદ્વિજયલબ્ધિસૂરીશ્વરજી
મહારાજ વિરચિત

# તત્ત્વન્યાયવિભાકર

ભા૦ ૧



- ગુજરાતી અનુવાદક -

પૂ૦ પા૦ કવિકુલકોટીર આચાર્યદેવ વિજય ભુવનતિલક-
સૂરીશ્વરજી મહારાજના પરમવિનેય
પૂ૦ પંન્યાસજી મહારાજ શ્રી ભદ્રંકરવિજયજીગણિવર



- સહાયક -

(૧) શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘ સોલાપૂર
(૨) શ્રી જૈન શ્રાવિકા સંઘ, સોલાપૂર
તરફથી ભેટ



જૈનરત્ન વ્યા૦ વા૦ કવિ કુલકિરીટ પુજ્યપાદ આચાર્યદેવ
શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ

તેમજ અમારી વિનતિને માન આપી પૂજ્યપાદ પ્રવચન-પટુ આચાર્ય દેવ વિજય વિક્રમસૂરીશ્વરજી મહારાજશ્રીએ પોતાની આગવી શૈલીએ આ ગ્રથનુ આમુખ લખી મોકલીને ગ્રથ ગૌરવમા વધારો કર્યો છે એ બદલ પૂ. આચાર્ય મહારાજશ્રીના અમો અત્યત ઋણી છીએ

આ ગ્રથનુ પ્રુફ સશોધનાદિ કાર્ય પૂ. પં. મહારાજશ્રીએ તથા મુનિરાજ પુણ્યવિજયજીએ કરી આપ્યુ છે અને પ્રેસ કોપી મુનિરાજ શ્રી વીરસેનવિજયજીએ કરી આપી હતી જેથી આ સમયે અમો તેઓશ્રીના અત્યત આભારી છીએ

ગ્રથ પ્રકાશનમા જે જે ભાવુકોએ તથા સઘોએ આર્થિક સહાય કરી છે તેઓનો આ તકે આભાર માની સમ્યગ્ જ્ઞાનના કાર્યમા સદૈવ સ્વોપાર્જિત લક્ષ્મીનો સદ્વ્યય કરતા રહે એવી શુભાશા સેવી વીરમુ છુ

પ્રકાશક



પૂ૦ ધર્મદિવાકર જૈન શાસનપ્રભાવક પરમપૂજ્ય આચાર્યદેવ



શ્રીમદ્વિજય ભુવનતિલકસૂરીશ્વરજી મહારાજ

# આમુખ

## ગ્રંથ પરિચય

અનંત ઉપકારી જિનેશ્વર ભગવંતો "તીર્થ"ની સ્થાપના કરેતા ગણધર પ. પ્રદાન કરે છે અને તે જ સમયે 'દ્વાદશાંગી"ની રચના પણ થઈ જાય છે અર્થાત્ શાસનના પ્રવર્તન સમયથી વ્યવસ્થિત શાસ્ત્રો રચાયેલા જ હોય છે પાત્રની યોગ્યાયોગ્યતા ઉપસ્થિત માનવગણની રૂચિ અને ગ્રાહ્યશક્તિને સામે રાખીને મહાન્ પૂર્વાચાર્યો તેઓને અનુરૂપ નવ્યશાસ્ત્રનુ આગમાધારિત નિર્માણ કર્યુ "તત્ત્વાર્થ સૂત્ર" આવા જ પ્રયત્નોનુ એક સુંદર તેમ જ સમતોલ મહાન્ શાસ્ત્ર છે આ શાસ્ત્ર જ્યારથી રચાયુ ત્યારથી આજ સુધી અનેકો માટે નવ પ્રેરણાનો સ્રોત બનતુ આવ્યુ છે તેમ જ કેટલાય કાળ સુધી નવ પ્રયત્નોને જાગૃત કરવાની અસીમ શક્તિ તેમા નિહિત છે

પ્રસ્તુત મૂળના અધ્યયનના સંસ્કારથી સ્વ૦ પૂ ગુરુવર્યએ પણ જરા વિસ્તારરુચિ જીવોને ઉપલક્ષીને "તત્ત્વ ન્યાય વિભાકર' નામનો ગ્રંથ નિર્માણ કર્યો છે

ગ્રંથનુ નામ જ વિષયનો સારો સ્ફોટ કરી આપે તેમ છે આ ગ્રંથમા 'તત્ત્વ' અને 'ન્યાય' આ બે વિષયો પર પ્રકાશ ફેલવવામા આવ્યો છે, જેથી ગ્રંથને "વિભાકર" સૂર્યની ઉપમા અપાયેલ છે જો કે 'ન્યાય' એ જ્ઞાનનુ નિરુપણ છે અને જ્ઞાન નિરુપણ જીવ તત્ત્વાન્તર્ગત છે માટે

તત્ત્વથી તે ભિન્ન છે તેમ ગ્રંથના નામનો ધ્વનિ પ્રગટિત થતો નથી પણ નવ તત્ત્વોમા પ્રધાનતત્ત્વ જીવ છે જીવનુ પ્રધાન લક્ષણ જ્ઞાન છે અને જ્ઞાન સ્વરૂપ ન્યાય જ્ઞાનનો એક મહત્ત્વનો વિભાગ છે તેમ સૂચન કરવામા આવ્યું છે માટે જ ગ્રંથનુ નામ 'તત્ત્વ ન્યાય વિભાકર' રાખ્યુ છે. ઍવા છતા તત્ત્વ અને ન્યાય એવા બે વિભાગ ન કરતા ગ્રંથકારે જ્ઞાન, દર્શન અને ચારિત્ર આમ ત્રણ વિભાગ કર્યા છે તેમા પ્રથમ બે વિભાગો ૧૦ ૧૦ કિરણમા વિભાજન કરવામા આવ્યા છે જ્યારે બાકીનો ત્રીજો વિભાગ ત્રણ વિભાગમા વિભાજિત છે

પ્રથમ વિભાગમા સૂત્રો
દ્વિતીય વિભાગમા સૂત્રો
તૃતીય વિભાગમા સૂત્રો

પ્રથમના દર્શન વિભાગમા નવ તત્ત્વોની ચર્ચા છે અને પ્રસંગને અનુરૂપ જૈન દર્શનની અણમોલ ભેટરૂપ કર્મતત્ત્વનુ વિશદ વર્ણન છે

પ્રત્યેક ભેદ પ્રભેદના લક્ષણો ખૂબ અદ્ભુત રીતે બનાવ્યા છે કર્મ ચર્ચા વિષયક તેટલો નાનો વિષય પણ પૃથક્ ગ્રંથ બનવાની સંપૂર્ણ યોગ્યતા ધરાવે છે

તેવી જ રીતે જ્ઞાનવિભાગમા ચાર પ્રમાણની વિસ્તૃત ચર્ચા પણ ગ્રંથનુ અનેરુ આકર્ષણ છે સૂત્રોમા વપરાયેલી ભાષા અત્યંત સરળ છે પ્રયોગો પણ અત્યંત આકર્ષક છે છતા પણ જરૂરિયાતથી વધુ શબ્દો વાપર્યા વગર ગ્રંથની મર્યાદા જાળવી રાખવામા આવી છે

સારા ય જૈન દર્શનનુ અભ્યતર અને બાહ્ય બને પ્રકારનુ એક સમતોલ વિવરણ આ ગ્રથમા પ્રાપ્ત થાય છે

મૂલસૂત્રો પર રચવામા આવેલી 'ન્યાય પ્રકાશ' નામની સ્વોપજ્ઞ ટીકા પણ વિદ્વાનજનોને આશ્ચર્ય મુગ્ધ કરે તેવી છે તેનુ કદ પણ ઠીક ઠીક પ્રમાણમા વિશાળ છે

## "રચના"

આ ગ્રથની રચના અગે પણ એક નાનો ઇતિહાસ છે પૂ મુનિ શ્રી પ્રભાવવિજય મહારાજે એક દિવસ સ્વ પૂ ગુરુદેવને વિનતિ કરી કે આપશ્રી કોઈ મારા જેવા અલ્પમતિ જીવોને બોધ થાય તે માટે કોઈક સુદર ગ્રથ બનાવી આપવાની કૃપા કરો

સરળહૃદયી સ્વ પૂ ગુરુદેવે શિષ્યની તે વિનતિ માન્ય રાખી સ્વપર દર્શનના ગભીર ઉડાણ સુધી પહોચી ગયેલ પૂ ગુરુદેવ એ એક અપ્રતીમ સ્મૃતિ શક્તિના ખજાના હતા ગ્રથનુ નિર્માણ એક અસાધારણ વાત છે એક સામાન્ય લેખક પણ સખ્યાબધ પુસ્તકો ઉથલાવતો હોય છે જ્યારે પૂ ગુરુદેવ આ ગ્રથ નિર્માણ કરતા હતા ત્યારે કોઇ ગ્રથ તેમને જોવા માગ્યો હોય તેવુ મને યાદ નથી મોટા ભાગના સૂત્રો તેઓ રાતના જ બનાવતા અને દિવસના કોઇની પાસે લખાવી દેતા ગ્રથકર્તા આચાર્યશ્રીની આ એક અજોડ સફળતા છે અને સ્મૃતિ શક્તિનો એક અનુપમ પુરાવો છ

ગ્રથ નિર્માણનો પ્રારભ

થયો અને પૂર્ણાહૂતિ

વર્ષ બાદ થવા પામી ત્યાર બાદ વિદ્વાનોને સંતોષવા ' ન્યાય પ્રકાશ ' નામ ની ટીકા રચવામાં આવી

જ્યારે કોઈ પણ પુસ્તકો ની મદદ વિના શાસ્ત્ર ગ્રંથ નિર્માણ કરવામાં આવ્યો ત્યારે થોડાક આકસ્મિક શબ્દ સામ્યથી કોઈનું અનુકરણ કર્યું છે, તેમાંથી બનાવ્યું છે આ ની અસંબદ્ધ વાતો સત્યથી વેગળી બની જાય છે

દર્શનશાસ્ત્રનો પ્રામાણિક વિદ્વાન્ તેના પૂર્વાચાર્યોના ગ્રંથથી પરિચિત ન હોય, સંસ્કારિત ન હોય કે પ્રભાવિત ન હોય તે કદી ય બનવા યોગ્ય નથી પ્રામાણિક કોઈ પણ આચાર્ય કોઈ પણ નવા તત્ત્વની અન્વેષણાનો દાવો જૈન શાસનમાં તો ન જ કરી શકે

જે કોઈ વિશિષ્ટતા હોય તે સંકલન રજુઆત અને વિવરણમાં જ હોય છે

હેમચંદ્રાચાર્ય મહારાજાએ ઉમાસ્વાતિ મહારાજને ' ઉપો માસ્વાતિં સંગૃહીતાર ' કહ્યા છે તેનો કોઈ એવો અર્થ કરે કે ઉમાસ્વાતિ મહારાજની કોઈ વિશિષ્ટતા નથી કારણ કે તેઓએ તો માત્ર આગમન ગ્રંથ ની જ સંકલના કરી છે તો આવી વાત કરનારની મૂર્ખતા એક નાનું બાળક પણ સરળતાથી સમજી શકે તેમ છે અહીં કહેવાનો આશય એટલો જ છે કે ગ્રંથકારે પ્રામાણિક આમ્નાયને છોડ્યા વગર જ એક વિશિષ્ટ શૈલીથી પદાર્થોનું સંકલન કર્યું છે તે જ દ્રષ્ટવ્ય છે

કોઈ પણ શાસ્ત્રીય બાબતમાં નવું તત્ત્વ શોધવાનો દાવો

કરવો તે તેઓશ્રીની કલ્પનામા પણ કદી પ્રવેશ પામ્યુ ન હતુ, માટે ગ્રથકારના સાહિત્યનુ મૂલ્યાકન કરનારે માત્ર સકલના, રચના, રજુઆત પર ધ્યાન રાખવાનુ રહે છે કોઇ એક વ્યક્તિનુ સકલન આવું છે માટે બીજાએ તેથી પણ આવું સકલન કરવું જોઇએ તે એક નિરર્થક પ્રલાપ છ માત્ર શાસનના તત્ત્વો યથાયોગ્ય રીતે પ્રદર્શિત થવા જોઇએ તેવો જ આગ્રહ યોગ્ય છે

## ગ્રથકાર

ગ્રથના માર્મિક પાઠકો અને તટસ્થ ચિતકોને ગ્રથકાર માટે કેવું બહુમાન પેદા થયેલ છે તે તો આપણે આગળ જોઇશુ તે પહેલા ગ્રથકારનુ અનેકવિધ વ્યક્તિત્વ પણ દૃષ્ટિ ગોચર કરવા જેવું છે

તેઓશ્રીના જીવનની કેટલીક વિશિષ્ટતાઓ તેમના સાહિત્ય સર્જનમા પણ ઉતર્યા વગર રહે નહિ માટે પણ તે વ્યક્તિ ત્વની સ્પષ્ટતા કરવી યોગ્ય છે

૧ સૌ પ્રથમ તેઓશ્રીને પૂ કમલસૂરીશ્વરજી મ તેમ જ પૂ આત્મારામજી મ જેવા ગુરુ અને પ્રગુરુ પ્રાપ્ત થયા હતા જેઓમા રહેલ શાસનપ્રેમ અને સત્ય ગવેષણ તેમનામા સહજ રીતે સક્રાત થયા હતા

૨ વ્યાખ્યાનની અજોડ શક્તિએ વાદવિવાદના અનેકાનેક પ્રસગો પ્રાપ્ત કરાવ્યા હતા જેથી દાર્શનિક જ્ઞાન અત્યત પુષ્ટ બને તેમા કોઇ આશ્ચર્ય ન ગણાય

૩ સ્મૃતિ અને સ્વાધ્યાય મમના વડે જીવતા આગમની ગરજ સારવા તેઓ શક્તિમાન હતા

૪ સ્વભાવગત સરળતા પ્રત્યેક ક્ષેત્રમા વિસ્તાર પામી હતી જેના દર્શન ગ્રથ રચનામા પણ થાય છે

૫ સહજ કાવ્યશક્તિ પણ તેઓના ગ્રથમા દેખાયા વિના ન રહી શકે

આટલા વ્યક્તિત્વનો ખ્યાલ કરીને તેમના ગ્રથોનુ અવલોકન કરનાર ચોક્કસ કોઈ નવીન ચીજ પ્રાપ્ત કરશે

## વાચન મનન અને ચિંતન

"તત્ત્વ ન્યાય વિભાકર" માત્ર મૂળ વિ સ ૧૯૯૫મા પ્રકાશિત કરવામા આવ્યો હતો અને સટીક ગ્રથ વિ સ ૧૯૯૯ મા પ્રકાશિત થયો હતો

મૂલ અને સટીક ગ્રથ પ્રકાશિત થતા જૈન જૈનેતર સમાજ તરફથી પણ કેટલાક વિચાર પ્રવાહો પ્રગટિત થયા જે પ્રસ્તુત ગ્રથની મહત્તાના જ સૂચક બન્યા છે

ગ્રથના પ્રથમ સૂત્રએ જ કેટલાકને વિહ્વળ બનાવી નાખ્યા હતા તેમા એક જૈનેતર વિદ્વાન્ આચાર્ય દર્શનસૂરિ મહારાજ તેમ જ કહેવાના ઐતિહાસિક વિદ્વાન્ પ કલ્યાણ વિજયજીનો સમાવેશ થાય છે

જૈનેતર વિદ્વાન્ અને પ કલ્યાણવિજયજીએ પ્રથમ સૂત્રના પ્રત્યેક ગણ માટે વિરોધ કર્યો છે, જે બનેના ઉચિત જવાબ કલ્યાણ માસિકમા પ્રગટ થયેલ છે

પ્રથમ જૈનેતર વિદ્વાનનો જવાબ જાણીતા લેખક તેમ જ વિદ્વાન્ પન્યાસ કનકવિજયજી ગણિવરે આપ્યો છે જે પૂ ગુરુદેવ પ્રત્યેના પક્ષપાત નહી પણ હૃદયની ભક્તિનુ પણ સૂચન કરી જાય છે

પ કલ્યાણવિજયનો જવાબ સાધુ જીવનની શૈશવાવસ્થામા રહેલા વિદ્વાન્ મુનિ રાજયશવિજયજીએ આપેલ છે જે જે શબ્દો માટે પન્યાસ કલ્યાણવિજયજીએ વિરોધ કરેલ છે તે પ્રત્યેક શબ્દો આગમમા કયા કયા અને કેવી કેવી રીતે વપરાયા છે તેની ખૂબ સ્પષ્ટતા કરી છે

ઉપરોક્ત બને આક્ષેપકારોએ મૂલકારના હાર્દને પ્રકાશ કરતી ટીકા તરફ જોયુ હોય તેમ લાગતુ નથી

આચાર્ય દયાનસૂરીજી ન્યાય પદ્ધતિથી પરિચિત હોવાના કારણે બીજી ચર્ચામા ન પડતા 'માર્ગ' શબ્દના એકવચન અને ઉપાય શબ્દના બહુવચનની જ ચર્ચામા પડયા છે અને ઉપસહારમા એકાદ બે પરુષ વચનો વાપરી સતોષ પામેલ છે આ સારીએ ચર્ચાનો ઉલ્લેખ કરવાનુ આ સ્થાન નથી છતા તત્ત્વાર્થના પ્રથમ સૂત્રની સાથે સરખાવીને જ આના પ્રથમ સૂત્ર પર આક્ષેપ કરવામા આવ્યા છે તેથી આક્ષેપોની ભૂમિકા જ અયોગ્ય છે, અર્થાત્ તત્ત્વાર્થકારનુ પ્રથમ સૂત્ર મોક્ષમાર્ગનુ વિધાન ભિન્ન અપેક્ષાથી કરે છે જ્યારે પૂ ગુરુદેવનુ પ્રથમ સૂત્ર ભિન્ન અપેક્ષાથી પ્રવૃત્ત છે અહી આટલી જ નોધ કરવી પર્યાપ્ત માનીએ છીએ અન્યત્ર સસ્કૃતમા જવાબ આપવામા આવશે

જૈન સાધુઓને જૈનેતર વિદ્વાનો તો ઠીક પણ જૈનેતર વિદ્વાન એ એસ ગોપાળી પણ જણાવે છે કે "આચાર્યશ્રી વાળિદક ડોળ વિના તેમ જ શબ્દની કરકસરથી (પ્રસ્તુત ગ્રથમા) સત્યને રજુ કરે છે" અને ગ્રથની ઉપયોગિતાને જોતા તો એ તેને ગ્રથની ઉપયોગિતાને સવજ્ઞાનસગ્રહ તરીકે બીરદાવે છે ઘણા વિદ્વાનો હજી પણ તેવા વર્ણન કરતા તૃપ્ત થતા નથી

તત્ત્વાથનુ અધ્યયન કરાવતા આ ગ્રથને પરિશિષ્ટ તરીકે આયોજિત કરી અભ્યાસક્રમમા પણ નિયુક્ત કરવા જેવો છે

## પ્રસ્તુત ભાષાતર અને ભાષાતરકાર

આ મૂળ ગ્રથની પ્રસ્તાવના નથી તેથી ગ્રથ વિષે વધુ વિસ્તારથી વર્ણન કરેલ નથી પણ કેટલીક આવશ્યક દિશા સૂચન જ કરવામા આવ્યુ છે

ઉપરોક્ત તત્ત્વ ન્યાય વિભાકર ગ્રથનુ ભાષાતર આ ગ્રથમાં કરવામા આવેલ છે ભાષાનરકર્તાએ લલિતવિસ્તરા જેવા ગ્રથનુ ભાષાતર કરીને વિદ્વાન્ જગતને પોતાની વિદ્વત્તાનો પરિચય સારી રીતે કરાવેલો જ છે તેથી તે બાબતમા વધુ કશુ કહેવાની જરૂર રહેતી નથી

પ્રસ્તુત મૂળ ગ્રથની સાથે તેમનો બીજા કોઈ પણ કરતા નિકટતમ સબધ છે

મૂળ ગ્રથના ગ્રતે તેમને સસ્કૃતમા પદ્ય પ્રમાણ બના વેલી પ્રશસ્તિ ઘણુ સન્માન પામેલ છે તેમજ ગ્રથરૂપ પ્રાસાદ ઉપર શિખર સમી શોભી રહેલી છે

તદુપરાંત આરેય ગ્રંથ તેમને કંઠસ્થ કર્યો છે એટલું જ નહિ પણ પૂ ગુરુદેવે જ સારેય ગ્રંથ તેમને ભણાવ્યો છે આથી તેઓ ગ્રંથકર્તાના તો અત્યંત ઋણી હતા જ પણ સાથે સાથે ગ્રંથના પણ સ્વતંત્ર રીતે ઋણી બની ચૂકયા છે

પ્રસ્તુત ભાષાંતર દ્વારા તેઓ ગ્રંથની મહત્તા અને ગ્રંથકારના અદ્ભુત જ્ઞાન વિકાસનો ગુજરાતી જનતાને સુંદર પરિચય આપી શકશે

આ ગ્રંથની યોગ્યતા જોઈને "પૂ૦ ગુરુદેવની વિદ્યમાન અવસ્થામાં અનુભવી વિદ્વાન્ હીરાલાલ રસિકલાલ કાપડીઆએ આ ગ્રંથનું ભાષાંતર કરવાનો મનોરથ સેવ્યો હતો તે માટે થોડોક પ્રયત્ન પણ તેમને કર્યો હતો પણ કાળબળે તે કાર્ય આજ સુધી પત્યું નહિં ત્યારે તેઓએ પૂ૦ ગુરુદેવના શિષ્ય મંડલ પાસેથી પણ સટીક તત્ત્વન્યાય વિભાકરના ભાષાંતરની આશા સેવી હતી

આજે તેમાંથી થોડું પણ કાર્ય પં૦ ભદ્રંકરવિજય ગણિ પાર કરી રહ્યા છે તેથી મને અત્યંત આનંદ થયો છે સાથે સાથ કેટલાય સંસ્કૃત અનભિજ્ઞવર્ગ પણ અનુપમ આનંદ અનુભવશે તે નિર્વિવાદ સત્ય છે

પં૦ ભદ્રંકરવિજયજી સંસ્કૃતના પ્રાજ્ઞકવિ અને લેખક છે સાથે સાથે ભાષાંતર કરવાની દિશામાં પણ તેમણે લક્ષ્ય રાખ્યું છે તે ગુજરાતી પ્રજા માટે અત્યંત સદ્ભાગ્યની વાત છે

બીજા વિભાગનું ભાષાંતર તેઓ શીઘ્રતાથી પરિપૂર્ણ કરે

તેવી ગુણાભિલાષા સાથે માગે તેઓ આ ગ્રંથ ઉપર સ્વતંત્ર રીતે પણ ગુજરાતીમાં લખે તે ઘણું જ ઉપયોગી છે

કારણ કે તેઓ આ ગ્રંથના હાર્દને ઉપર જણાવ્યા મુજબ સારી રીતે પામેલ છે વળી ભાષાંતરિત ગ્રંથોમાં કેટલાક પરિશિષ્ટો ઉમેરે કે જેથી અભ્યાસીઓની કેટલીક કઠીનતા દૂર થઈ જાય તે પણ ઇચ્છવા યોગ્ય છે

ભાષાંતરિત ગ્રંથની શરૂઆતમાં પ્રસ્તુત ગ્રંથના અભ્યાસ દ્વારા તેમના મગજમાં કેવી છાપ ઉપસ્થિત થઈ છે તે પણ ગુજરાતી ભાષામાં આલેખન કરશે તો ભાષાંતરિત ગ્રંથ તેમજ મૂળગ્રંથનું ગૌરવ વધુ પ્રચાર પામશે

અંતમાં તેમની જ્ઞાનોપાસના ગુરુભક્તિ અને શાસનસેવાની ધગશ નિરંતર વધતી રહે તેવીજ શાસન દેવોને અભ્યર્થના કરૂં છું શાસનસેવાનું બળ તેમને પ્રાપ્ત થાય તેવી અંતરની આશિષ વરસાવી અહીં જ વિરમું છું

લી૦
આચાર્ય વિક્રમસૂરિ

વિ૦ સં૦ ૨૦૨૪ આ૦ સુ૦ ૧૩
ચંદ્રપ્રભુ જૈનમંદિર
૪૦૯ / મીન્ટસ્ટ્રીટ
મદ્રાસ-૧



પૂ૦ કવિકુલકોટીર આચાર્ય ભગવત વિજય ભુવનતિલક સૂરીશ્વરજી મહારાજ કૃત અંતરિક્ષતીર્થ માહાત્મ્ય ને પ્રાપ્ત થયેલ કેટલાક

## શુભાભિપ્રાયો

શ્રી અન્તરિક્ષતીર્થ માહાત્મ્યની ત્રણ પુસ્તિકા સાથે ભેગ મની ચાર કાડના સમન્ત શ્લોકની રચના અવસરોચિત ચિરસ્થાયી થાય તેવી છે તમારી પ્રતિભાની સાખી છે આ૦ રામસૂરિજી, ધમધુરંધરસૂરિજીને આપેલ છે સર્વને ગમી છે

દોલતનગર (મુંબઇ) વિજય અમૃતસૂરિ

(પૂ૦ આ૦ વિજયનેમીસૂરીશ્વરજી મ૦ પટ્ટધર)

અંતરિક્ષ પાર્શ્વનાથની ચોપડી નગર મની છે એક નીચે જ્ઞાન ભંડારમાં આપી છે બહુ આનંદ થયો જે કાળમાં સંસ્કૃત દેવ ભાષામાં સાહિત્ય રચનાઓ વિરલ થઇ ગઇ છે તે જમાનામાં તમોએ શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથ પ્રભુનો મહિમા દેવ ભાષામાં ગાયો છે તે બેશક પ્રશસ્ય છે

અમદાવાદ વિજયજંબૂસૂરિ

સુશ્રાવક સુમતિલાલ મારફતે અંતરિક્ષ માહાત્મ્યની પુસ્તિકા મળી છે જેથી ઘણો આભાર મેલકની અભિપ્રાયની જરૂરી નથી આપશ્રી ઘણા વિદ્વાન અને લેખક છો વિલોચ નને પુસ્તિકા વાચવા જણાવ્યુ છે પણ હજુ ટાઇમ મલ્યો નથી

નાશીક-મહાવીર સોસાયટી વિજયયશોદેવસૂરિ

અંતરિક્ષ પાર્શ્વનાથની પુસ્તિકા મળી સાભાર સ્વીકારેલ છે આચાર્યદેવશ્રીએ અંતરિક્ષજીનું સંસ્કૃત ઐતિહાસિક લેખન કરી તીર્થ અંગે કાયમી પ્રમાણિક સારી સારી સામગ્રી

મધને જાણવા મૂકી છે પ્રયત્ન પ્રશંસનીય છે
લીંબડી (સૌરાષ્ટ્ર) વિજયઅમૃતસૂરિ દ. પં. જિનેન્દ્રવિ૦

અંતરિક્ષ પાર્શ્વનાથ પુસ્તક મળ્યો પુસ્તક વાંચી તેમા અંતરિક્ષ પાર્શ્વનાથનો મહિમાનો વર્ણન બહુ સુંદર છે લોકોને આલ્હાદ પહોંચાડે તેવો છે આપની શક્તિની શી વાત કરવી

મુંબઈ — વિજયભુવનસૂરિ

આજ શ્રી અંતરિક્ષ તીર્થ માહાત્મ્યનુ પુસ્તક મળ્યુ છે સંસ્કૃતમા લેખન કરીને પ્રાચીન પરંપરા જાગતી રાખી છે તે આનંદની વાત છે

માંડવી (કચ્છ) — મુનિ જંબૂ વિ૦

'શ્રી અંતરિક્ષ તીર્થ માહાત્મ્ય' પુસ્તક આજે મળ્યુ ઘણોજ આનંદ થયો પુસ્તક સુંદર તૈયાર થયુ છે પૂ૦ આચાર્ય દેવે સરળ-સુબોધ અને રસપૂર્ણ સંસ્કૃત પદ્યમયનુ નિર્માણ કરી બાલ જીવો પર મહાન ઉપકાર કર્યો છે

ફલોદી (રાજસ્થાન) — મુનિ ભદ્રગુપ્ત વિ૦

भवतां श्लोकपटुताम् दर्शयत् पूज्याऽशोकविजयेन प्रेषितं श्लोकबद्धं कलिकालकल्पवृक्षमिव अन्तरिक्षपार्श्वनाथतीर्थवर्णनात्मकं पुस्तकं च लब्धम्। पठित्वाऽत्यन्तानन्दोऽभवत्। भवताम्। श्लोकरचनाशक्तिं ज्ञात्वा मम मस्तकं सहजभावेन भवच्चरणारविन्दे नमम्। किं मयूरवाहिनी प्रसन्नाऽस्ति ? वा मयूरवाहिन्याऽयं ग्रन्थः लिखितः ? सुमधुरसुशोभनसुवर्णनविस्तृतोऽयं ग्रन्थोऽस्ति।

कपडवंज — मुनि अशोकसागर
(मुनिवर्य अभयसागरजी-गणिवर-शिष्यरत्न)



પૂજ્ય પન્યાસજી મ૦ શ્રી ભદ્રંકરવિજયજી ગણિ

ॐ ह्रौं श्री जगवल्लभपार्श्वनाथाय नम

आत्म-कमल-लब्धि-भुवनतिलकसूरिगुरुभ्यो नमः

પૂજ્યપાદ આચાર્ય ભગવંત શ્રીમદ્વિજયલબ્ધિસૂરીશ્વરજી
મહારાજ વિરચિત

# તત્ત્વ-ન્યાય-વિભાકર

### શ્રી સમ્યક્શ્રદ્ધા નામનો પહેલો ભાગ

[ ગૂર્જરભાષાનુવાદયુક્ત ]

## प्रथम किरण  तत्त्वोद्देशाख्य

भक्त्युद्रेकनमत्सुराधिपशिर कोटीररत्नप्रभा-
द्योतिस्मेरपदाम्बुज निरुपमज्ञानप्रभाभासुरम् ।
रागद्वेषतृणालिपावकनिभ वाणीसुधाम्भोनिधिम् ,
श्रीमद्वीरजिनेश्वर प्रतिदिन वन्दे जगद्वल्लभम ॥१॥

અર્થ—અત્યંત ભક્તિથી નમતા ઈન્દ્રોના મસ્તકોના મુકુટોના રત્નોની પ્રભાથી ભાસ્વર-વિકસિત ચરણકમલવાળા,

( આ પદથી પ્રભુને પૂજાતિશય પ્રકાશિત કરેલ છે ) અનન્ત જ્ઞાનરૂપી પ્રભાથી જાજ્વલ્યમાન, ( આ પદથી જ્ઞાનાતિશય દર્શાવ્યો છે ) રાગ-દ્વેષરૂપી ઘાસની ગ જીને માટે અગ્નિસમાન ( આ પદથી અપાયાપગમ અતિશય જણાવ્યો છે ) વાણીરૂપી અમૃતના સાગર ( આ પદથી વચનાતિશય બતાવ્યો છે ) ત્રિભુવનના પતિ કે પ્રિય એવા ભાવલક્ષ્મીપતિ વીર જિનેશ્વરને હુ હમેશા વન્દના કરૂં છુ ॥૧॥

प्रज्ञावैभवसमदिप्णुकथकप्रौढोक्तिविद्रावण—
प्रख्य जीवगणोपजीवकदयादृप्तिप्रकर्पोज्ज्वलम् ।
नत्वा श्रीकमलाख्यसूरिमसकृद्ध्यात्वा च जैनागम,
तन्न्यायविभाकर सुललित ग्र थ प्रकुर्वे मुदा ॥२॥

**અર્થ**—પ્રતિભાના વૈભવથી મદિષ્ઠવાદીઓની પ્રૌઢ ઉક્તિઓના ખ ડનમા પ્રસિદ્ધ ( આ પદથી ગુરુનો પ્રતિભાતિશય અને સ્વસિદ્ધાન્તસ્થાપનનું સામર્થ્ય દર્શાવ્યુ છે ) જીવગણને જીવાડનારી દયામા ઉત્કૃષ્ટ જાગૃતિના કારણે અત્ય ત નિર્મલ ( આ વાક્યથી ગુરુની અનેક નૃપતિઓને અહિંસાધર્મના ઉપદેશદ્વારા દયાધર્મમા સ્થાપવાની કુશલતા દર્શાવી છે ) લક્ષ્મીનું સ્થાન જેમ કમલ છે તેમ આચાર વિગેરે આઠ પ્રકારની સ પદાના ઘર એવા સાર્થક નામવાળા શ્રી કમલસૂરિજી ગુરુદેવને વારવાર નમન કરી અને ભક્તિશ્રદ્ધાપૂર્વક મનો મ દિરમા સ્થાપીને અને જિનપ્રણીત પ્રવચનને નમન કરી તેનું ધ્યાન કરી, જીવાદિ તત્ત્વો અને તેના સાધક પ્રમાણનય રૂપ ન્યાયોની વિશિષ્ટ સ્વરૂપ-પ્રકાર-પ્રમાણરૂપીભાને કરનાર

હોઈ સાર્થકનામવાળા, સુલલિત, તત્ત્વન્યાય-વિભાકર નામક ગ્રન્થને હું આનંદપૂર્વક રચું છું (૨)

सम्यक्श्रद्धासंविच्चरणानि मुक्त्युपायाः ॥१॥

અર્થ —સમ્યક્શ્રદ્ધા, સમ્યક્સંવિત્, (જ્ઞાન) અને સમ્યક્ ચારિત્ર જ મુક્તિના ઉપાયો (સાધનો) છે અર્થાત્ આ સમુદિત સમ્યક્રત્નત્રયી જ મુક્તિના સાધનરૂપ છે બીજા મુક્તિના સાધનો નથી (૧)

ઉદ્દેશ પ્રમાણે સમ્યક્ શ્રદ્ધાનું લક્ષણ

तत्त्वेष्वास्था सम्यक्श्रद्धा ॥२॥

અર્થ —જિનપ્રણીત-જીવાદિ તત્ત્વોના ઉપર આસ્થા (અભિરૂચિ) તેનું નામ સમ્યક્શ્રદ્ધા (૨)

તત્ત્વોનો નામ-સંખ્યા-નિર્દેશ

तत्र तत्त्वानि जीवाजीवपुण्यपापाश्रवसंवरनिर्जराबन्धमोक्षा नव ॥३॥

અર્થ —ત્યાં—'તત્ત્વેષ્વાસ્થા' એ વાક્યમાં કહેલા તત્ત્વો— જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ, મોક્ષ એ નામવાળા, નવ (૯) તત્ત્વો છે (૩)

જીવાદિ તત્ત્વોનું નિરૂપણ

जीवा अनन्ता ॥४॥

અર્થ —જો કે જીવોના લક્ષણ-પ્રકાર-ભેદો આગળ કહેવાશે

તો પણ તે જીવોની સંખ્યાની મર્યાદા નથી તેમજ તેઓ અસંખ્યાત પણ નથી એવા અભિપ્રાયથી કહે છે કે 'જીવો અનંતા છે' (૪)

અજીવોનો વિભાગ—

धर्माधर्माकाशकालपुद्गला: पञ्चाजीवा: ॥५॥

અર્થ—ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાલ, પુદ્ગલાસ્તિકાય, એમ આ પાંચ 'અજીવ' કહેવાય છે ૫

દ્રવ્યત્વ સાધર્મ્યનું નિરૂપણ—

जीवेन सहित एव षड् द्रव्याणि ॥६॥

અર્થ—જીવાસ્તિકાયની સાથે આ પાંચ અજીવો 'દ્રવ્ય' કહેવાય છે, અર્થાત્ ધર્મ, અધર્મ, આકાશ, કાલ, પુદ્ગલ દ્રવ્યત્વધર્મ અને જીવ આ છ પદાર્થો 'દ્રવ્ય' કહેવાય છે આ બધામાં એક સરખો છે (૬)

દર્શનાન્તરીઓએ માનેલ પદાર્થો કે દ્રવ્યોનો પૂર્વોક્ત ૬ દ્રવ્યોમાં સમાવેશ —

दर्शनान्तराभिमतपदार्थानामत्रैवान्तर्भाव: ॥७॥

અર્થ—દર્શનાન્તરીય નૈયાયિક આદિએ માનેલ પૃથિવી આદિ પદાર્થોનો આ જીવાદિ દ્રવ્યોમાં સમાવેશ થાય છે (૭)

गुणपर्यायसामान्यविशेषादय: षट्स्वेव सङ्गच्छन्ते ॥८॥

અર્થ—પરાભિમત ગુણકર્મસામાન્યવિશેષ વિગેરે પદાર્થો

આ છ દ્રવ્યોમાં જ સંગત થાય છે અર્થાત્ છ જ દ્રવ્યો છે અધિક નહીં કે ન્યૂન પણ નહીં (૮)

પુણ્યાદિ તત્ત્વોનો પણ છ દ્રવ્યોમાં સમાવેશ—

पुण्यादितत्त्वानामप्यत्रैव न्यायः ॥९॥

અર્થ —પૂર્વોક્તદિશાદ્વારા છ દ્રવ્યોમાં જ પુણ્યાદિ તત્ત્વોનો સમાવેશ થાય છે (૯)

તે આ પ્રમાણે—

तत्र पुण्यपापाश्रवबन्धाना पुद्‌गलपरिणामत्वात् पुद्‌गलेषु संवरनिर्जरामोक्षाणा जीवपरिणामत्वाज्जीवेष्वन्तर्भाव ॥१०॥

અર્થ —પુણ્ય, પાપ, આશ્રવ, બન્ધનો પુદ્‌ગલપરિણામરૂપ હોઈ પુદ્‌ગલોમા અને સંવર, નિર્જરા, મોક્ષનો જીવપરિણામરૂપ હોઇ જીવોમા સમાવેશ થાય છે (૧૦)

કાલ સિવાય પાચ દ્રવ્યોનું સાધર્મ્ય —

काल विहाय पञ्चास्तिकाया भवन्ति ॥११॥

અર્થ —કાલને છોડી, ધર્મ, અધર્મ, આકાશ, પુદ્‌ગલ અને જીવ એમ પાચ દ્રવ્યો 'અસ્તિકાય' (પ્રદેશોના સમુદાયવાળા) કહેવાય છે (૧૧)

પુણ્યતત્ત્વના પ્રભેદો —

पुण्यस्य तु सातोच्चैर्गोत्रसुरमनुष्यद्विकपञ्चेन्द्रियजाति पञ्चदेहादिमत्रितनूपाङ्गादिमसहननसंस्थानप्रशस्तवर्णचतुष्कागुरु-

लघुपराघातोच्छ्वासातपोद्योतशुभखगतिनिर्माणत्रसदशकसुरनरतिर्यगायुस्तीर्थंकरनामकर्मरूपेण द्विचत्वारिंशद्भेदा ॥१२॥

અર્થ —૧ સાતાવેદનીય, ૨ ઉચ્ચગોત્ર, ૩ મનુષ્યગતિ ૪ મનુષ્યાનુપૂર્વી, ૫ સુરગતિ, ૬ સુરાનુપૂર્વી, ૭ પંચેન્દ્રિય જાતિ પાંચ શરીરો—૮ ઔદારિક, ૯ વૈક્રિય, ૧૦ આહારક, ૧૧ તૈજસ, ૧૨ કાર્મણ અને તે ત્રણ શરીરના ૧૩-૧૪-૧૫ અંગોપાંગો, ૧૬ વજ્રઋષભનારાચ નામનું પહેલું સંઘયણ, ૧૭ સમચતુરસ્ર નામનું પહેલું સંસ્થાન, ૧૮ શુભવર્ણ, ૧૯ શુભગંધ, ૨૦ શુભરસ, ૨૧ શુભસ્પર્શ, ૨૨ અગુરુલઘુ, ૨૩ પરાઘાત, ૨૪ ઉચ્છવાસ, ૨૫ આતપ, ૨૬ ઉદ્યોત, ૨૭ શુભખગતિ, ૨૮ નિર્માણ, ૨૯ ત્રસ, ૩૦ બાદર, ૩૧ પર્યાપ્ત, ૩૨ પ્રત્યેક, ૩૩ સ્થિર, ૩૪ શુભ, ૩૫ સૌભાગ્ય, ૩૬ સુસ્વર, ૩૭ આદેય, ૩૮ યશ કીર્તિરૂપ ત્રસદશક, ૩૯ સુરાયુ, ૪૦ નરાયુ, ૪૧ તિર્યંગાયુ, ૪૨ તીર્થંકરનામકર્મ આ પ્રમાણે પુણ્યતત્ત્વના ૪૨ ભેદો છે (૧૨)

પાપતત્ત્વના પ્રભેદો—

ज्ञानान्तरायदशकदर्शनावरणीयनरकनीचैर्गोत्रासातमिथ्यात्वस्थावरदशकनिरयत्रिककषायपञ्चविंशतितिर्यग्द्विकैकद्वित्रिचतुर्जातिकुखगत्युपघाताप्रशस्तवर्णचतुष्काप्रथमसंहननसंस्थानभेदात् द्व्यशीतिविधं पापम् ॥१३॥

અર્થ —૧ મતિજ્ઞાનાવરણીય, ૨ શ્રુતજ્ઞાનાવરણીય, ૩ અવધિજ્ઞાનાવરણીય, ૪ મનઃપર્યવજ્ઞાનાવરણીય, ૫ કેવળજ્ઞાના-

વરણીય, ૬ દાનાંતરાય, ૭ લાભાંતરાય, ૮ ભોગાંતરાય, ૯ ઉપભોગાંતરાય, ૧૦ વીર્યાંતરાયરૂપ જ્ઞાનાંતરાયદશક, ૧૧ ચક્ષુ દર્શનાવરણીય, ૧૨ અચક્ષુદર્શનાવરણીય, ૧૩ અવધિદર્શના વરણીય ૧૪ કેવળદર્શનાવરણીય, ૧૫ નિદ્રા ૧૬ નિદ્રાનિદ્રા, ૧૭ પ્રચલા, ૧૮ પ્રચલા-પ્રચલા, ૧૯ થીણદ્ધિ રૂપદર્શનાવર ણીયનવક, ૨૦ નીચ ગોત્ર, ૨૧ અસાતાવેદનીય, ૨૨ મિથ્યા ત્વ મોહનીય, ૨૩ સ્થાવર, ૨૪ સૂક્ષ્મ, ૨૫ અપર્યાપ્ત, ૨૬ સાધારણ, ૨૭ અસ્થિર, ૨૮ અશુભ, ૨૯ દૌર્ભાગ્ય, ૩૦ દુ:સ્વર, ૩૧ અનાદેય, ૩૨ અયશ રૂપ સ્થાવર દશક, ૩૩ નરકગતિ, ૩૪ નરકાનુપૂર્વી, ૩૫ નરકાયુરૂપ નિરયત્રિક અનંતાનુબંધી- ૩૬ ક્રોધ, ૩૭ માન, ૩૮ માયા ૩૯ લોભ, અપ્રત્યાખ્યાનીય- ૪૦ ક્રોધ, ૪૧ માન, ૪૨ માયા, ૪૩ લોભ, પ્રત્યાખ્યાનીય- ૪૪ ક્રોધ, ૪૫ માન, ૪૬ માયા, ૪૭ લોભ, સંજ્વલન- ૪૮ ક્રોધ, ૪૯ માન ૫૦ માયા, ૫૧ લોભ, ૫૨ હાસ્ય, ૫૩ રતિ, ૫૪ અરતિ, ૫૫ શોક, ૫૬ ભય, ૫૭ દુગંછા, ૫૮ પુરૂષવેદ, ૫૯ સ્ત્રીવેદ, ૬૦ નપુંસકવેદ રૂપ (૨૫) કષાય, ૬૧ તિર્યંચગતિ, ૬૨ તિર્યંચાનુપૂર્વી, ૬૩ એકેન્દ્રિય, ૬૪ બે- ઇન્દ્રિય, ૬૫ તેઇન્દ્રિય, ૬૬ ચઉરિન્દ્રિય જાતિ, ૬૭ અશુભ વિહાયોગતિ, ૬૮ ઉપઘાત, ૬૯ અપ્રશસ્તવર્ણ, ૭૦ અશુભ ગંધ, ૭૧ અશુભ રસ, ૭૨ અશુભ સ્પર્શ, ૭૩ ઋષભનારાચ સંઘયણ, ૭૪ નારાચસંઘયણ, ૭૫ અર્ધનારાચસંઘયણ, ૭૬ કીલિકાસંઘયણ, ૭૭ છેવટ્ઠસંઘયણ, ૭૮ ન્યગ્રોધપરિમંડલ સંસ્થાન, ૭૯ સાદિ સંસ્થાન, ૮૦ વામન સંસ્થાન, ૮૧ કુબ્જ સંસ્થાન, ૮૨ હુંડક સંસ્થાન એ પ્રમાણે પાપતત્ત્વના (૮૨) ભેદો છે (૧૩)

આશ્રવ તત્વના પ્રભેદો—

आश्रवस्तु इन्द्रियपञ्चककषायचतुष्काव्रतपञ्चकयोगत्रिक क्रियापञ्चविंशतिभेदात् द्वाचत्वारिंशद्विध ॥१४॥

અર્થ—૧ સ્પર્શેન્દ્રિય, ૨ રસેન્દ્રિય, ૩ ઘ્રાણેન્દ્રિય, ૪ નેત્રેન્દ્રિય, ૫ શ્રોત્રેન્દ્રિય, ૬ ક્રોધ ૭ માન, ૮ માયા ૯ લોભ, ૧૦ પ્રાણાતિપાત, ૧૧ મૃષાવાદ, ૧૨ અદત્તાદાન, ૧૩ મૈથુન, ૧૪ પરિગ્રહ, ૧૫ મનોયોગ, ૧૬ વચનયોગ ૧૭ કાયયોગ, ૧૮ કાયિકી, ૧૯ અધિકરણિકી, ૨૦ પ્રાદ્વેષિકી, ૨૧ પરિતાપનિકી, ૨૨ પ્રાણાતિપાતિકી, ૨૩ આરંભિકી, ૨૪ પરિગ્રહીકી, ૨૫ માયાપ્રત્યયિકી, ૨૬ મિથ્યાદર્શનપ્રત્યયિકી, ૨૭ અપ્રત્યાખ્યાનિકી, ૨૮ દષ્ટિકી, ૨૯ સ્પૃષ્ટિકી, ૩૦ પ્રાતિત્યકી, ૩૧ સામંતોપનિપાતિકી, ૩૨ નૈશસ્રિકી, ૩૩ સ્વાહસ્તિકી, ૩૪ આજ્ઞાપનિકી, ૩૫ વિદારણિકી, ૩૬ અનાભોગિકી ૩૭ અનવકાક્ષાપ્રત્યયિકી, ૩૮ બીજી પ્રાયોગિકી ૩૯ સમુદાનિકી, ૪૦ પ્રેમિકી, ૪૧ દ્વેષિકી, ૪૨ ઈર્યાપથિકીરૂપ ૨૫ ક્રિયા આ પ્રમાણે આશ્રવતત્ત્વના (૪૨) ભેદો છે (૧૪)

સંવરતત્વના પ્રભેદો—

पञ्चसमितित्रिगुप्तिद्वाविंशतिपरीषहदशयतिधर्मद्वादशभावना पञ्चचारित्रभेदात्संवरस्सप्तपञ्चाशद्विध ॥१५॥

અર્થ—૧ ઈર્યાસમિતિ, ૨ ભાષાસમિતિ, ૩ એષણા સમિતિ, ૪ આદાનભંડમત્તનિક્ખેવણાસમિતિ, ૫ પારિષ્ઠાપનિકાસમિતિ, ૬ મનગુપ્તિ, ૭ વચનગુપ્તિ, ૮ કાયગુપ્તિ,

૯ ક્ષુધા, ૧૦ પિપાસા, ૧૧ શીત, ૧૨ ઉષ્ણ, ૧૩ દંશ, ૧૪ અચેલક, ૧૫ અરતિ, ૧૬ સ્ત્રી, ૧૭ ચર્યા, ૧૮ નૈષેધિકી, ૧૯ શય્યા, ૨૦ આક્રોશ, ૨૧ વધ, ૨૨ યાચના, ૨૩ અલાભ, ૨૪ રોગ, ૨૫ તૃણસ્પર્શ, ૨૬ મલ, ૨૭ સત્કાર, ૨૮ પ્રજ્ઞા, ૨૯ અજ્ઞાન, ૩૦ સમ્યકત્વરૂપ બાવીશ પરીષહ, ૩૧ ક્ષમા, ૩૨ માર્દવ, ૩૩ આર્જવ, ૩૪ નિર્લોભતા, ૩૫ તપ, ૩૬ સંયમ ૩૭ સત્ય, ૩૮ શૌચ, ૩૯ અકિંચનત્વ ૪૦ બ્રહ્મચર્ય રૂપ દશયતિધર્મ, ૪૧ અનિત્ય, ૪૨ અશરણ, ૪૩ સંસાર, ૪૪ એકત્વ, ૪૫ અન્યત્વ, ૪૬ અશુચિત્વ, ૪૭ આશ્રવ, ૪૮ સંવર, ૪૯ નિર્જરા, ૫૦ લોકસ્વભાવ, ૫૧ બોધિદુર્લભ ૫૨ ધર્મરૂપ બાર ભાવના, ૫૩ સામાયિક, ૫૪ છેદોપસ્થાપનીય ૫૫ પરિહારવિશુદ્ધિ, ૫૬ સૂક્ષ્મસંપરાય, ૫૭ યથાખ્યાતરૂપ પંચ ચારિત્ર, એ પ્રમાણે સંવરતત્ત્વના ૫૭ ભેદો છે (૧૫)

નિર્જરાતત્ત્વના પ્રભેદો—

बाह्याभ्यन्तरषट्करूपतपोभेदेन द्वादशप्रकारा निर्जरा ॥१६॥

અર્થ—૧ અનશનતપ, ૨ ઉનોદરીકા, ૩ વૃત્તિસંક્ષેપ, ૪ રસત્યાગ, ૫ કાયકલેશ, ૬ સંલીનતા એ રૂપ બાહ્યતપ, ૭ પ્રાયશ્ચિત, ૮ વિનય, ૯ વૈયાવૃત્ય, ૧૦ સ્વાધ્યાય, ૧૧ ધ્યાન, ૧૨ કાયોત્સર્ગરૂપ અભ્યંતર તપ આ પ્રમાણે નિર્જરાતત્ત્વના ૧૨ ભેદ છે (૧૬)

બંધતત્ત્વના પ્રભેદો—

प्रकृतिस्थितिरसप्रदेशभेदाच्चतुर्विधो बंध ॥१७॥

અર્થ —૧ પ્રકૃતિબંધ, ૨ સ્થિતિબંધ, ૩ અનુભાગબંધ, ૪ પ્રદેશબંધ આ પ્રમાણે બંધતત્ત્વના (૪) ભેદ છે (૧૭)

મોક્ષતત્ત્વના પ્રભેદો—

मोक्षस्तु सत्पदप्ररूपणाद्रव्यप्रमाणक्षेत्रस्पर्शनाकालान्तर-भागभावाल्पबहुत्वैर्नवविध ॥१८॥

અર્થ —૧ સત્પદપ્રરૂપણાદ્વાર, ૨ દ્રવ્યપ્રમાણદ્વાર, ૩ ક્ષેત્રદ્વાર, ૪ સ્પર્શનાદ્વાર, ૫ કાલદ્વાર, ૬ અંતરદ્વાર, ૭ ભાગદ્વાર, ૮ ભાવદ્વાર, ૯ અલ્પબહુત્વદ્વાર આ પ્રમાણે મોક્ષતત્ત્વના ૯ ભેદ છે (૧૮)



श्री सकलमन्त्राधिराज श्री सिद्धचक्राय नम




तत्र चेतनालक्षणो जीव ॥१॥

અર્થ—ચેતનારૂપી લક્ષણ (અસાધારણ ધર્મસ્વરૂપ)વાળો જીવ છે (૧+૧૯)

स द्विविध ॥२॥

અર્થ—તે જીવ બે પ્રકારનો છે (૨+૨૦)

संसार्यसंसारिभेदात् ॥३॥

અર્થ—(૧) સંસારી (૨) અસંસારી (સિદ્ધ) ભેદથી તે જીવ બે પ્રકારનો છે (૩+૨૧)

अत्र चेतनत्वेन जीव एकविध ॥४॥

અર્થ—સંસારી જીવના નિરૂપણ પ્રસંગમાં સંસારી જીવ, ચેતનત્વધર્મની અપેક્ષાએ એક પ્રકારનો છે (૪+૨૨)

त्रसस्थावरभेदेन द्विविध ॥५॥

અર્થ —સંસારોપાધિવિશિષ્ટચેતનત્વથી એક પ્રકારનો હોવા છતાંય ત્રસ અને સ્થાવર ભેદની અપેક્ષાએ સંસારી જીવ બે પ્રકારનો છે (૫+૨૩)

(અહીં ત્રસ નામકર્મના ઉદયવાળા બેઇન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય સુધીના જીવો, ત્રસ તથા સ્થાવર નામકર્મના ઉદય વાળા એકેન્દ્રિય જીવો-પૃથ્વી, જલ, તેજ, વાયુ, વનસ્પતિકાય જીવો સ્થાવર સમજવા)

पुस्त्रीनपुंसकभेदेन त्रिविध ॥६॥

અર્થ —સંસારી જીવ, પુરૂષવેદ, સ્રીવેદ, નપુંસકવેદની અપેક્ષાએ પુરૂષ-સ્ત્રી-નપુંસક ભેદવાળો હોઇ ત્રણ પ્રકારનો છે (૬+૨૪)

नारकतिर्यङ्मनुष्यदेवभेदेन चतुर्विध ।७॥

અર્થ —ગતિની અપેક્ષાએ (૧) નરકગતિના ઉદયવાળો નારક, (૨) તિર્યંચગતિના ઉદયવાળો તિર્યંચ, (૩) મનુષ્ય ગતિના ઉદયવાળો મનુષ્ય, (૪) દેવગતિના ઉદયવાળો દેવ એમ નારક તિર્યંચ મનુષ્ય દેવરૂપે ચાર પ્રકારનો જીવ છે (૭+૨૫)

इन्द्रियभेदेन पञ्चविध ॥८॥

અર્થ —જાતિનામકર્મના ઉદયથી પ્રાપ્ત થયેલ એકેન્દ્રિય વિગેરે જાતિપરિણામને ભજનારા હોઇ જીવોના પાંચ ભેદો છે (૧) એકેન્દ્રિય, (૨) બેઇન્દ્રિય, (૩) તેઇન્દ્રિય, (૪) ચઉરેન્દ્રિય, (૫) પંચેન્દ્રિય એમ ઇન્દ્રિયભેદથી જીવ પાંચ પ્રકારનો છે (૮+૨૬)

पृथिव्यप्तेजोवायुवनस्पतित्रसभेदेन षड्विध इत्यत्र विस्तरतस्त्रिपञ्चाधिकपञ्चशतविधोऽपि भवतीति विज्ञेय ॥९॥

અર્થ—પૃથિવીકાય અપ્કાય, વાયુકાય, તેજસ્કાય, વનસ્પતિકાય, ત્રસકાય આ પ્રમાણે કાયભેદથી છ પ્રકારનો જીવ સમજવો. વિસ્તારથી (૭) નારકી, (૨૪) તિર્યંચો, (૧૦૧) ગર્ભજ મનુષ્યો, (૯૯) દેવો તેમના પર્યાપ્ત અને અપર્યાપ્ત ભેદથી અને (૧૦૧) સંમૂર્ચ્છિમ મનુષ્યો ઉમેરવાથી '૫૬૩' ભેદવાળા જીવો આગમથી જાણવા (૯+૨૭)

સંસારી જીવનું લક્ષણ—

सकर्मा संसारी ॥१०॥

અર્થ—કર્મની સાથે વિશિષ્ટ સંબંધવાળો જીવ 'સંસારી' કહેવાય છે (૧૦+૨૮)

देहमात्रपरिमाण ॥११॥

અર્થ—સંસારી જીવ, દેહ પ્રમાણે પરિમાણવાળો છે જીવનું શરીર જેટલા પરિમાણવાળું છે જીવનું પણ તેટલું જ પરિમાણ જાણવું (૧૧+૨૯)

स च सूक्ष्मेतरैकेन्द्रियद्वित्रिचतुरिन्द्रियासंज्ञिसंज्ञिपञ्चेन्द्रियभेदेन सप्तविधोऽपि प्रत्येकं पर्याप्तापर्याप्तभेदतश्चतुर्दशविध १२

અર્થ—તે જીવ, સૂક્ષ્મ એકેન્દ્રિય, બાદર એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, અસંજ્ઞિ પંચેન્દ્રિય સંજ્ઞિ

પચેન્દ્રિય ભેદથી સાત પ્રકારનો હોવા છતા પર્યાપ્ત અને અપર્યાપ્ત ભેદથી ચૌદ પ્રકારનો છે (૧૨+૩૦)

પર્યાપ્ત શબ્દની પ્રવૃત્તિમા નિમિત્ત પર્યાપ્તિનુ વર્ણન—

आत्मन पौद्गलिकक्रियाविशेषपरिसमाप्ति पर्याप्ति ॥

અર્થ —પૌદ્ગલિક વિશિષ્ટ ક્રિયાની સમાપ્તિ, જે શક્તિ વડે થાય છે, તે આત્મામા રહેલી વિશિષ્ટ શક્તિને 'પર્યાપ્તિ' કહે છે અર્થાત્ પુદ્ગલના ઉપચયથી જન્ય વિશિષ્ટ ક્રિયાની પૂર્ણતા કરનારી આત્માની વિશિષ્ટ શક્તિ એટલે 'પર્યાપ્તિ' અથવા તેવી શક્તિમા નિમિત્ત પુદ્ગલનો ઉપચય એટલે 'પર્યાપ્તિ' (૧૩+૩૧)

પર્યાપ્તિવિભાગ—

आहारशरीरेन्द्रियोच्छ्वासभाषामनोरूपविषयभेदात् पर्याप्तिष्षोढा ॥१४॥

અર્થ —આહાર, શરીર, ઇન્દ્રિય, ઉચ્છ્વાસ, ભાષા, મનરૂપ વિષયભેદથી પર્યાપ્તિના છ પ્રકારો છે—

(૧) આહારપર્યાપ્તિ, (૨) શરીરપર્યાપ્તિ, (૩) ઇન્દ્રિય પર્યાપ્તિ, (૪) શ્વાસોશ્વાસપર્યાપ્તિ, (૫) ભાષાપર્યાપ્તિ (૬) મન પર્યાપ્તિ એમ છ ભેદો પર્યાપ્તિના સમજવા (૧૪+૩૨)

આહારપર્યાપ્તિનુ વર્ણન—

शरीरादिवर्गणायोग्यपुद्गलिकद्रव्यादानक्रियापरिसमाप्तिराहार पर्याप्ति ॥१५॥

અર્થ—ઔદારિક, વૈક્રિય આહારક, તૈજસ, ભાષા, પ્રાણાપાન, મન, કર્મરૂપ આઠ પ્રકારના પુદ્ગલો પૈકી શરીર, ઇન્દ્રિય, ઉચ્છ્વાસ, ભાષા, મન એ પાચને યોગ્ય જે દલિક દ્રવ્યો છે તેઓની ગ્રહણરૂપ ક્રિયાની સમાપ્તિ, જે આત્મશક્તિ વડે થાય છે તે શક્તિનુ નામ 'આહારપર્યાપ્તિ' (૧૫+૩૩)

શરીરપર્યાપ્તિનુ વર્ણન—

गृहीतशरीरवर्गणायोग्यपुद्गलाना शरीराङ्गोपाङ्गतया रचनक्रियासमाप्तिश्शरीरपर्याप्ति ॥१६॥

અર્થ—સામાન્યથી ગ્રહણ કરેલ શરીર વર્ગણાગત યોગ્ય પુદ્ગલોની શરીરના અગોપાગરૂપે રચનાત્મક ક્રિયા જે શક્તિ વડે થાય છે તે આત્મનિષ્ઠશક્તિ 'શરીરપર્યાપ્તિ' કહેવાય છે (૧૬+૩૪)

ઇન્દ્રિયપર્યાપ્તિનુ વર્ણન—

त्वगादीन्द्रियनिवर्तनक्रियापरिसमाप्तिरिन्द्रियपर्याप्ति १७

અર્થ—ત્વગ્ ઇન્દ્રિય (સ્પર્શેન્દ્રિય) વિગેરે ઇન્દ્રિયોને ઇન્દ્રિયરૂપે બનાવવાની ક્રિયા, જે આત્મીય શક્તિવિશેષથી કે પુદ્ગલવિશેષથી પૂર્ણ કરાય છે તે સર્વશરીરેન્દ્રિયવ્યાપક 'ઇન્દ્રિયપર્યાપ્તિ' કહેવાય છે (૧૭+૩૫)

શ્વાસોશ્વાસ પર્યાપ્તિનુ વર્ણન—

श्वासोच्छ्वासयोग्यद्रव्यादानोत्सर्गशक्तिविरचनक्रियासमाप्ति श्वासोच्छ्वासपर्याप्ति ॥१८॥

અર્થ —શ્વાસોશ્વાસ યોગ્ય દ્રવ્યોની લેવા-મૂકવાની શક્તિ બનાવવાની ક્રિયા, જે આત્મીયશક્તિવિશેષથી કે પુદ્ગલના ઉપચયથી પૂર્ણ થાય છે તે 'શ્વાસોશ્વાસપર્યાપ્તિ' (૧૮+૩૬)

ભાષાપર્યાપ્તિનુ વર્ણન—

भाषायोग्यद्रव्यपरिग्रहविसर्जनशक्तिनिर्माणक्रियापरिसमाप्तिर्भाषापर्याप्ति ॥१९॥

અર્થ —ભાષા યોગ્ય દ્રવ્યોની અવલબન અને પછી વિસર્જન વિષયની શક્તિના નિર્માણની ક્રિયા, જે આત્મ શક્તિથી કે પુદ્ગલ ઉપચયથી પૂર્ણ થાય છે તે 'ભાષાપર્યાપ્તિ' કહેવાય છે (૧૯+૩૭)

મન પર્યાપ્તિનુ વર્ણન—

मनस्त्वयोग्यद्रव्याहरणविसर्जनशक्तिजननक्रियापरिसमाप्तिर्मन पर्याप्ति ॥२०॥

અર્થ —મનપણાને યોગ્ય દ્રવ્યોને લેઈ મૂકવાના વિષયની શક્તિ પેદા કરનારી અનુકૂલ ક્રિયા, જે આત્મીયશક્તિવિશેષથી કે પુદ્ગલઉપચયથી પૂર્ણ થાય છે તે 'મન પર્યાપ્તિ' સમજવી (૨૧+૩૮)

પર્યાપ્તિના પ્રભેદનુ જ્ઞાન કરાવ્યા પછી

પર્યાપ્ત-અપર્યાપ્તનુ સ્વરૂપ—

स्वस्वयोग्यपर्याप्तिपूर्णत्वभाज पर्याप्ता । स्वस्वपर्याप्तिपूर्णताविकला अपर्याप्ता ॥२१॥

અર્થ —જે જે જીવની જેટલી પર્યાપ્તિ અભિમત છે તેટલી પર્યાપ્તિકાર્યની પૂર્ણતાવાળા જીવો 'પર્યાપ્ત' અને સ્વસ્વ પર્યાપ્તિની પૂર્ણતા વગરના જીવો 'અપર્યાપ્ત' છે (૩૯+૨૧)

तत्रैकेन्द्रियस्याद्याश्चतस्र । द्वित्रिचतुरिन्द्रियासज्ञिपञ्चेन्द्रियाणा पञ्च । सज्ञिपञ्चेन्द्रियाणा षट् पर्याप्तय ॥२२॥

અર્થ —(अ) ત્યા—છ પર્યાપ્તિઓમાથી પહેલી ચાર (આહાર-શરીર-ઇન્દ્રિય-શ્વાસોશ્વાસરૂપ ચાર) પર્યાપ્તિઓ, એકેન્દ્રિય જીવને હોય છે કેમકે, ભાષા અને મન તેને હોતા નથી

(ब) બેઇન્દ્રિય,-તેઇન્દ્રિય-ચઉરિન્દ્રિય અસજ્ઞિપચે-ન્દ્રિયોને, ભાષા ઉમેરતા પાચપર્યાપ્તિઓ હોય છે કેમકે તેઓને મનનો અભાવ છે

(क) સજ્ઞિપચેન્દ્રિય જીવોને પૂર્વની પાચમા મન ઉમેરતા છ પર્યાપ્તિઓ હોય છે, કેમકે આ જીવોમા મન છે (૨૨+૪૦)

પર્યાપ્ત અપર્યાપ્ત સૂક્ષ્મ આદિ સાત પ્રકારના જીવોનું સક્ષિપ્ત વર્ણન—

सूक्ष्माश्च निगोदादिवर्तिन । बादरा स्थूलपृथिवीकायिकादय । द्वीन्द्रिया कृम्यादयः । त्रीन्द्रिया पिपीलिकादयः । चतुरिन्द्रिया भ्रामरादय ॥२३॥

असज्ञिपञ्चेन्द्रिया मनोहीना अगर्भजा मीनादय ॥२४॥

सज्ञिपञ्चेन्द्रिया देवमनुजादय ॥२५॥

અર્થ—(૧) સૂક્ષ્મનામ કર્મના ઉદયવાળા, નિગોદ વિ - સ્થાનવર્તી પાચ પૃથ્વીકાય વિ એકેન્દ્રિય જીવો 'સૂક્ષ્મ' છે

(૨) બાદરનામકર્મના ઉદયવાળા, સ્થૂલ (બાદર) પૃથ્વીકાય વિ પાચ એકેન્દ્રિય જીવો 'બાદર' છે

(૩) સ્પર્શન અને રસન એમ બે ઇન્દ્રિયવાળા જીવો, 'દ્વીઇન્દ્રિય' કહેવાય છે દા ત કરમીયા, લાકડાનો કીડો, અલસીઆ, જમીનના કીડા, ગ ડોલા, જળો, મોતીની છીપ, શખો, કોડી વિ સમજવા

(૪) સ્પર્શન-રસન-ઘ્રાણ એમ ત્રણ ઇન્દ્રિયવાળા જીવો 'ત્રીન્દ્રિય' કહેવાય છે દા ત મ કોડો, કીડી, ધીમેલ, ઉધેઈ, લીખ, ગીંગોડી, છાણના કીડા, માકડ, ગોકળગાય, કાનખજૂરો, વિ સમજવા

(૫) સ્પર્શન-રસન-ઘ્રાણ-ચક્ષુ એમ ચાર ઇન્દ્રિયવાળા જીવો, ચતુરિન્દ્રિય કહેવાય છે દા ત કરોળીઓ, વીંછી, ભમરો, આગીઓ, પત ગીયુ, તીડ, મધમાખી, ડાસ, તમરૂ વિ સમજવા

(૬) મન વગરના અને જે ગર્ભજ નથી તે મત્સ્ય વિ આદિ પદથી સ મૂર્ચ્છિમ મનુષ્ય પશુ વિ પ ચેન્દ્રિય જીવો, 'અસ જ્ઞિપ ચેન્દ્રિય' જાણવા

(૭) મનવાળા પ ચેન્દ્રિય જીવો 'સ જ્ઞિપ ચેન્દ્રિય' જાણવા દા ત સર્વદેવ-નારકી-ગર્ભજ મનુષ્યો તિર્ય ચો-આદિ (૨૩ થી ૨૫ ૪૧ થી ૪૩)

एत एव प्राणिन ॥२६॥

અર્થ—આ ચૌદ પ્રકારના જીવો પ્રાણવતા છે એથી જ આ જીવોનું જીવત્વ છે (૨૬+૪૪)

પ્રાણોનુ વિવેચન—

तत्र प्राणा द्रव्यभावभेदेन द्विविधा । द्रव्यप्राणाः पञ्चेन्द्रियमनोवाक्कायबलोच्छ्वासायूषि दश । अनन्तज्ञान दर्शनचारित्रवीर्यात्मकाश्च चारो भावप्राणा ॥२७॥

અર્થ—ત્યા પૂર્વોક્ત પ્રાણિ સબંધમા રહેલ પ્રાણો, દ્રવ્ય અને ભાવ એમ બે પ્રકારે પ્રાણો છે

(૧) પાચઇન્દ્રિયો, મનોબલ-વચનબલ કાયબલ એમ ત્રણ બલો, શ્વાસોશ્વાસ અને આયુષ્ય એમ દશ પ્રાણો 'દ્રવ્યપ્રાણો' કહેવાય છે (૨૭+૪૫)

(૨) અનન્તજ્ઞાન-દર્શન-ચારિત્ર-વીર્ય રૂપ ચાર પ્રાણો 'ભાવ પ્રાણ' કહેવાય છે

स्पर्शनकायोच्छ्वासायूष्येकेन्द्रियाणाम् रसनवाग्भ्या सह पूर्वोक्ता द्वीन्द्रियाणाम्, घ्राणेन सहैते त्रीन्द्रियाणाम्, चक्षुषा सहैत एव चतुरिन्द्रियाणाम्, श्रोत्रेण सहामी असज्ञिनाम्, मनसा सहैते सज्ञिपञ्चेन्द्रियाणाम्, अनन्तज्ञानदर्शनचारित्र-वीर्याणि चत्वारि सिद्धाना भावप्राणा ॥ २८ ॥

અર્થ — 'એકેન્દ્રિય' જીવોને સ્પર્શેન્દ્રિય-કાયબલ-શ્વાસોશ્વાસ આયુષ્ય એમ ચાર પ્રાણો હોય છે

'બેઇન્દ્રિય' જીવોને પૂર્વોક્ત ચાર પ્રાણોમા રસનેન્દ્રિય અને વચનબલ ઉમેરતા છ પ્રાણો હોય છે

'તેઇન્દ્રિય' જીવોને પૂર્વોક્ત છ પ્રાણોમા ઘ્રાણેન્દ્રિય ઉમેરતા ૭ પ્રાણો હોય છે

'ચઉરિન્દ્રિય' જીવોને પૂર્વોક્ત સાત પ્રાણોમા ચક્ષુરિન્દ્રિય ઉમેરતા આઠ પ્રાણો હોય છે

'અસજ્ઞિ પચેન્દ્રિય' જીવોને પૂર્વોક્ત આઠ પ્રાણોમા શ્રોત્રેન્દ્રિય ઉમેરતા નવ પ્રાણો હોય છે

'સજ્ઞિપચેન્દ્રિય' જીવોને પૂર્વોક્ત નવ પ્રાણોમા મનબલ ઉમેરતા દશ પ્રાણો હોય છે

'સિદ્ધજીવો' ને અનતજ્ઞાન-અનતદર્શન-અનતચારિત્ર અનતવીર્ય એમ ચાર ભાવપ્રાણો હોય છે (૨૮+૪૬)

અસસારી જીવનુ લક્ષણ—

निर्धूताशेषकर्मा असंसारी स एव सिद्धो जिनाजिन-तीर्थादिभेदभिन्नश्चरमशरीरत्रिभागोनाकाशप्रदेशावगाही च ॥ २९ ॥

અર્થ —જે જીવે સકલ આઠ પ્રકારના જ્ઞાનાવરણીય વિ કર્મોનો ક્ષય કર્યો છે તે આત્મા 'અસસારી' [સિદ્ધ] કહેવાય છે

તે અસસારી જ, જિન, અજિન તીર્થ વિ ભેદયુક્ત [સિદ્ધોના ૫દર ભેદનુ વર્ણન આગળ કરાશે] અને અન્તિમ શરીરના ત્રીજા ભાગથી ન્યૂન આકાશપ્રદેશની અવગાહનાસપન્ન 'સિદ્ધ' કહેવાય છે (૨૯+૪૭)

[ જેમ પ્રદીપ તેજના અવયવો, થોડી જગ્યામા સંકોચ અને મોટી જગ્યામા વિકાસને પામે છે તેમજ અસખ્ય પ્રદેશી આત્માની પણ ઉત્કૃષ્ટ સકોચપ્રાપ્તિ દશામા લોકના એક અસખ્યાતમા ભાગમા સ્થિતિ, ઉત્કૃષ્ટ વિકાસવાળી દશામા અર્થાત્ કેવલીની કેવલી સમુદ્ઘાત દશામા સર્વલોકમા અવગાહનાની વ્યાપકતા છે એ શિવાય બીજે સ્થાને અનેકવિધ મધ્યમ અવસ્થા હોય છે આમ વસ્તુસ્થિતિ છે પરતુ સર્વ સસારી જીવની અસખ્યેયપ્રદેશાવગાહિતા જ છે સિદ્ધોની યોગનિરોધકાલમા શરીરના છિદ્રો પૂરાતા હોવાથી ચરમશરીરના ત્રીજા ભાગે હીન અવગાહના છે આનાથી વધારે અનાવરણ વીર્યવાળા ભગવતને પણ સકોચ નથી, સિદ્ધોની આટલી જ અવગાહનામા સ્વભાવ જ કારણ છે સ્વભાવમા પ્રશ્ન વ્યાજબી નથી ]



श्री समस्तविघ्ननिवारकशङ्खेश्वरपार्श्वनाथाय नमः




અજીવદ્રવ્યનું લક્ષણ —

चेतनाशून्यं द्रव्यमजीवः ॥१॥

અર્થ—ચેતના વગરનું દ્રવ્ય 'અજીવ' કહેવાય છે (૧+૪૮)

અજીવના પાંચ ભેદોનો ક્રમસર વિભાગ —

गत्यसाधारणहेतुद्रव्यं धर्मः ॥२॥

અર્થ—ગમન કરનાર જીવ અને પુદ્ગલોની દેશાંતર-પ્રાપ્તિરૂપ ગતિના પ્રત્યે અસાધારણ કારણરૂપ દ્રવ્ય તે 'ધર્માસ્તિકાય' દ્રવ્ય (૨+૪૯)

ધર્માસ્તિકાય દ્રવ્યની સિદ્ધિમાં અનુમાન પ્રમાણની રજુઆત —

तत्र प्रमाणं जीवपुद्गलानां गतिर्बाह्यनिमित्तापेक्षा, गतित्वाज्जलस्थमत्स्यादिगतिवदित्यनुमानम् ॥१॥

અર્થ—(બલાત્કારથી ધર્મદ્રવ્ય, ગતિમાં કારણ નથી માટે) ગતિપરિણત એવા જીવ અને પુદ્ગલોની ગતિ, (આંતર

નિમિત્ત જીવાદિ-શક્તિને સ્વીકારી સિદ્ધસાધનદોષને વારવા માટે કહે છે કે) બાહ્ય નિમિત્ત કારણની અપેક્ષાવાળી છે, કારણ કે, ગતિ છે જે જે ગતિ છે તે તે બાહ્ય નિમિત્તની અપેક્ષા રાખે છે દા ત -સ્વયમેવ જવાની ઇચ્છાવાળુ માછલુ ગતિમા અનુપઘાતક ઉપકારક નિમિત્તરૂપે જલની અપેક્ષા રાખે છે, તેવી રીતે સ્વભાવથી ગતિપરિણત જીવ અને પુદ્ગલોની ગતિ પણ નિમિત્ત રૂપે ઉપકારક કોઇ દ્રવ્યની અપેક્ષા રાખે જ કારણ કે ગતિપણુ બન્ને ઠેકાણે સરખુ જ છે એક માત્ર ધર્માસ્તિકાય દ્રવ્ય જ ગતિપરિણત જીવપુદ્ગલની ગતિમા બાહ્યનિમિત્ત ઉપકારક રૂપે બની શકે છે, એ શિવાય બીજાદ્રવ્યો એમા નિમિત્ત નથી બની શકતા કેમકે સહુ સહુના ગુણો-ઉપકારો-સ્વભાવો જુદા જુદા છે (૩+૫૦)

ધર્માસ્તિકાય દ્રવ્યની પ્રદેશોની ઇયત્તા —

असख्येयप्रदेशात्मको लोकाकाशव्यापी च ॥४॥

અર્થ —અસખ્યાત પ્રદેશવાળુ અને લોકાકાશમા વ્યાપક આ 'ધર્માસ્તિકાય' દ્રવ્ય છે (૪+૫૧)

અધર્માસ્તિકાય દ્રવ્યનુ નિરૂપણ —

स्थित्यसाधारणहेतुर्द्रव्यमधर्म । प्रमाण चात्र जीवपुद्गलाना स्थितिर्बाह्यनिमित्तापेक्षा स्थितित्वात्तरुच्छायास्यपान्थवदित्यनुमानम् । असख्येयप्रदेशात्मको लोकाकाशव्यापी च ॥५॥

અર્થ —સ્થિતિપરિણત જીવ અને પુદ્ગલોની સ્થિતિમાં અસાધારણ કારણરૂપ દ્રવ્ય તે 'અધર્માસ્તિકાય' છે

અધર્માસ્તિકાય દ્રવ્યની સિદ્ધિમા અનુમાન પ્રમાણ—

સ્થિતિપરિણત જીવપુદ્ગલોની સ્થિતિ, બાહ્ય નિમિત્તની અપેક્ષાવાળી છે, કેમકે, સ્થિતિ છે જે જે સ્થિતિ છે તે તે બાહ્યનિમિત્તની અપેક્ષાવાળી છે દા ત વૃક્ષની છાયામા મુસાફરી સ્થિતિ

આ અધર્માસ્તિકાય દ્રવ્ય, અસખ્યાતપ્રદેશવાળું છે અને લોકાકાશમા વ્યાપક છે (૫+૫૨)

આકાશદ્રવ્યનુ લક્ષણ—

अवगाहनागुणमाकाशम् ॥६॥

અર્થ—( અવગાહન ) અવકાશ આપવાના ગુણવાળુ 'આકાશ' દ્રવ્ય છે (૬+૫૩)

આકાશ દ્રવ્યની સિદ્ધિમા અનુમાન પ્રમાણ—

नानन्तु द्रव्याणा युगपदवगाहोऽसाधारण-बाह्यनिमित्ता पेक्षो युगपदवगाहत्वादेकसरोवर्त्तिमत्स्यादीनामवगाहवदित्यनु मानम् । लोकालोकभेदेन तद्द्विविधम् ॥७॥

અર્થ —અનેક દ્રવ્યોનો એકી સાથે અવગાહ, અસાધારણ બાહ્યનિમિત્તની અપેક્ષાવાળો છે કારણ કે, એકી સાથે અવગાહ છે દા ત એક સરોવરમા રહેનાર મત્સ્ય વિ નો અવગાહ

આ આકાશ દ્રવ્યના લોકાકાશ અને અલોકાકાશ એમ બે ભેદ છે (૭+૫૪)

લોક-અલોકાકાશના માનવું સ્વરૂપ—

चतुर्दशरज्जुप्रमाण पञ्चास्तिकायात्मको लोकस्तद्व्या-प्यसंख्येयप्रदेशात्मको लोकाकाश । तद्भिन्नोऽलोकाकाशो ऽनन्तप्रदेशात्मक । धर्मादयस्त्रयोऽपि स्कन्धदेशप्रदेशभेदेन त्रिविधा । पूर्णं द्रव्य स्कन्ध. । माध्यमिकौपाधिकभागा देशा । केवलप्रज्ञापरिकल्पितसूक्ष्मतमो भाग प्रदेश' ॥८॥

અર્થ—ચૌદ રજ્જુ પ્રમાણ-પચઅસ્તિકાય આત્મક લોક કહેવાય છે તે લોકમા વ્યાપક અસખ્યાતપ્રદેશ-આત્મક 'લોકાકાશ' કહેવાય છે

તેનાથી ભિન્ન 'અલોકાકાશ' અનન્ત પ્રદેશાત્મક છે

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને અપિ શબ્દથી જીવાસ્તિકાયના સ્કધ-દેશ-પ્રદેશના ભેદથી ત્રણ પ્રકારો છે

સમસ્ત પોતપોતાના પ્રદેશોથી પરિપૂર્ણ, અસખ્યાત પ્રદેશાત્મક અર્થાત્ પૂર્ણ દ્રવ્ય 'સ્કધ' તરીકે કહેવાય છે

પૂર્ણ સમુદાયમાથી એક બે પ્રદેશહીન બે બે પ્રદેશ સુધીના બુદ્ધિ દ્વારા કલ્પિત વિભાગો અર્થાત્ માધ્યમિક ઔપાધિક ભાગો 'દેશ' તરીકે કહેવાય છે

કેવલજ્ઞાનદ્વારા પરિકલ્પિત સૂક્ષ્મતમ નિર્વિભાગ ભાગ કેવલપ્રજ્ઞાથી પણ દુર્ભેદ્ય ભાગ 'પ્રદેશ' તરીકે સમજાવાય છે (૮+૫૫)

वर्तनालक्षण काल ॥९॥

અર્થ—વર્તનારૂપી સ્વરૂપવાળુ દ્રવ્ય 'કાલ' દ્રવ્ય છે (૯+૫૬)

स च वर्तमानस्वरूप एक एव । सोऽपि निश्चयव्यवहाराभ्या द्विविधः ॥ १० ॥

અર્થ—જો કે વર્તનાસ્વરૂપાત્મક કાલ, જીવાજીવાત્મક છે પરંતુ અહીં વતનાથી લક્ષિત થનાર 'અદ્ધાકાલ' લેવાનો છે તે અદ્ધાકાલ, વતમાન એકસમયાત્મક હોઇ એકજ છે અર્થાત્ કાલનુ અસ્તિકાયપણુ નહીં હોવાથી સ્કધ-દેશ-પ્રદેશ-રૂપ ભેદો કાલના નથી પરંતુ વર્તમાન એકસમયરૂપ હોઇ કાલ, એક પ્રકારનો છે

તે કાલ પણ-વર્તમાન એકસમયરૂપ પ્રમાણુ કાલ પણ નિશ્ચય અને વ્યવહારની અપેક્ષાએ બે પ્રકારનો છે

ત્યા વિદ્યમાન એકસમયાત્મક વતમાન 'નૈશ્ચયિક' કહેવાય છે આની મર્યાદા કરીને ગયેલ સમયરાશિ 'અતીત' કહેવાય છે વર્તમાનસમયની અવધિ કરી થનાર સમયરાશી 'અનાગત' કાલ કહેવાય છે અર્થાત્ વર્તમાન સમયથી જુદો સઘળો'ય કાલ 'વ્યાવહારિક' કાલ કહેવાય છે એમ સમજવું (૧૦+૫૭)

નૈશ્ચયિક આદિ કાલનો વિભાગ—

वर्तनादिपर्यायस्वरूपा नैश्चयिकः । ज्योतिश्चक्रभ्रमणजन्यसमयावलिकादिलक्षणः कालो व्यावहारिकः ॥११॥

અર્થ—વતના વિ પર્યાયસ્વરૂપવાળો કાલ' નૈશ્ચયિક'

છે સૂર્ય-ચન્દ્ર વિ ની ગતિથી ગમ્ય, સમય-આવલિકા-મુહૂર્ત-દિવસ વિ સ્વરૂપવાળો કાલ વ્યાવહારિક છે (૧૧+૫૮)

वस्तुतस्तु कालोऽय न द्रव्यात्मक । किन्तु सवद्रव्येषु वत्तनादिपर्यायाणा सवदा सद्भावादुपचारेण कालो द्रव्यत्वे नोच्यते । वतनादिपर्यायाश्च वर्तनाक्रियापरिणामपरत्वापर-त्वरूपेण चतुर्विधा तत्र सादिसान्तसाद्यनन्तानादिसान्ता-नाद्यनन्तभेदभिन्नेषु चतु प्रकारेष्वेकेनापि केनचित्प्रकारेण द्रव्याणा वत्तन वत्तनेत्युच्यते । इय वर्तना प्रतिसमय परि-वत्तनात्मिका, नातो विवक्षितैकवर्तना द्विसमय यावदपि स्थितिं कुरुते । अतो या वर्त्तनायाः परावृत्तिस्सा पर्यायत्वेनाभिधीयते । भूतकाले भूता भविष्यति भविष्यन्त्यो वर्त्तमानकाले च भवन्त्यो या द्रव्याणा चेष्टास्स क्रियापर्याय । प्रयोगविस्र सापरिणामाभ्या जायमाना नवीनत्वप्राचीनत्वलक्षणा या परिणतिस्स परिणाम ॥१२॥

यदाश्रयतो द्रव्येषु पूर्वापरभावित्वव्यपदेशस्स पर-त्वापरत्वपर्याय. ॥१३॥

અર્થ —વસ્તુત આ કાલ, દ્રવ્યરૂપ નથી, પરતુ પર્યાય રૂપ છે તો કાલદ્રવ્ય તરીકે કેમ કહેવાય છે ? તેના જવાબમા સર્વદ્રવ્યોમા વતના વિ પર્યાયોનો સર્વદા સદ્ભાવ હોવાથી પર્યાય અને પર્યાયીના અભેદ ઉપચારની અપેક્ષાએ ' કાલ ' દ્રવ્ય તરીકે કહેવાય છે

વળી વતના વિ પર્યાયો, વર્તના-ક્રિયા-પરિણામ-પરત્વા

પરત્વ રૂપથી ચાર પ્રકારના છે ત્યા ચાર પ્રકારના પર્યાયો પૈકી વર્તના=સાદિ સાન્ત, સાદિ અનત, અનાદિસાત, અનાદિ અનત, એમ ચાર પ્રકારની સ્થિતિઓમાથી કોઈ એક સ્થિતિના પ્રકારથી દ્રવ્યોનુ વર્તવુ (રહેવુ) એનુ નામ 'વર્તના' છે

આ સમયાશ્રિત વતના દરેક સમયે પરિવર્તનશીલ છે, માટે જ આ વિવક્ષિત એક વર્તના બે સમય સુધી પણ સ્થિતિ કરતી નથી તેથી જે વર્તનાનુ પરિવર્તન તે પર્યાયરૂપે કહેવાય છે ચેષ્ટા=સમયભેદથી ભૂતસમય રાશિની અપેક્ષાએ થયેલી ક્રિયાઓ, વત માન સમયની અપેક્ષાએ થતી ક્રિયાઓ, અનાગત સમયની રાશિની અપેક્ષાએ થનારી દ્રવ્યોની ક્રિયાઓ 'ચેષ્ટા' પર્યાયરૂપે કહેવાય છે

પરિણામ-પ્રયોગથી અને સ્વભાવરૂપ પરિણામથી થતી દ્રવ્યોની નવીનપણારૂપ વિ રૂપ પરિણતિ 'પરિણામ' પર્યાય રૂપે કહેવાય છે

પરત્વાપરત્વ-જેના આશ્રયથી દ્રવ્યોમા 'આ' પૂવ કાલનુ છે 'આ' પછીના કાલનુ છે 'આવો વ્યવહાર થાય છે તે 'પરત્વાપરત્વ પર્યાય' કહેવાય છે (૧૨+૧૩-૫૯+૬૦)

પુદ્ગલ દ્રવ્યનુ નિરૂપણ—

रूपवन्त॰ पुद्गला॰ ॥१४॥

एते रसगन्धस्पर्शवन्तोऽपि । लोकाकाशव्यापिनः । ते च स्कन्धदेशप्रदेशपरमाणुभेदेन चतुर्विधा॰ ॥१५॥

અર્થ—રૂપવાળા 'પુદ્ગલો' કહેવાય છે

જેમ રૂપ, પુદ્ગલનુ લક્ષણ છે તેમ રસ-ગન્ધ-સ્પર્શ પણ પુદ્ગલનુ લક્ષણ છે અર્થાત્ રૂપવાળા, રસવાળા ગધવાળા, સ્પર્શવાળા 'પુદ્ગલો' કહેવાય છે

આ પુદ્ગલો લોકાકાશમા વ્યાપક છે અને સ્કન્ધ, દેશ, પ્રદેશ, પરમાણુના ભેદથી ચાર પ્રકારના છે (૧૫+૬૧)

कृत्स्नतया परिकलितपरमाणुममूह स्कन्ध ॥१६॥

प्रदेशान्वीचीनस्कन्धभागा देशा ॥१७॥

केवलप्रज्ञागम्यस्कन्धानुवर्तिषद्मतमो भाग प्रदेश ॥१८॥

स एव पृथग्भूतश्चेत्परमाणुरिति व्यवह्रियते । अय परमाणुस्सर्वान्तिमकारणम् द्रव्यानारम्य कार्यलिङ्गश्च ॥१९॥

અર્થ—સ્કન્ધ-વિશિષ્ટ રચનાવાળો, પૂર્ણ, પરમાણુઓનો સમુદાય "સ્કન્ધ" કહેવાય છે જેમકે, ઘટ વિ

દેશ—પોતપોતાના સ્કધોમા પ્રદેશાત્મક એક પરમાણુને અને પૂર્ણસ્કધને છોડી તે સ્કધોથી છુટા નહિ થયેલા બે ત્રણ વિ પરમાણુઓના સ્કધ ભાગો 'દેશ' કહેવાય છે જેમકે ઘટના ઠાઠા વિ વિભાગો-દેશો

પ્રદેશ—સ્કધથી છુટો નહી થયેલો અનત સૂક્ષ્મ કેવલજ્ઞાનથી ગમ્ય ભાગ 'પ્રદેશ' કહેવાય છે

જેમકે ઘટનો નહીં છુટો થયેલો સૂક્ષ્મ એક પરમાણુ ભાગ

પરમાણુ-તે પ્રદેશ જ સ્કધથી છુટો થયેલો હોય તોજ 'પરમાણુ' તરીકે કહેવાય છે

(૧૧) અર્થ—તૈજસવર્ગણાગત પુદ્ગલોને શરીરપણાએ પરિ ણમાવવામા સમર્થ તે 'તૈજસશરીરકર્મ'

(૧૨) કાર્મણવર્ગણાગત પુદ્ગલોને શરીરપણાએ પરિણમાવવામા હેતુભૂતકર્મ તે 'કાર્મણશરીર' કર્મ આ પ્રમાણે પાચ શરીરો સમજવા (૮ + ૭૩)

तत्राद्य शरीर तिर्यग्मनुष्याणाम् । द्वितीय देवनारकिणाम । तृतीय चतुर्दशपूर्वधरस्यैव । तुर्यपञ्चमे ससारिणा सर्वेषाम्, कामण विहायान्यान्युपभोगवन्ति ॥ ९ ॥

અર્થ—ત્યા પાચ શરીરો પૈકી પહેલા 'ઔદારિક શરીર'ના સ્વામીઓ તિર્યંચ અને મનુષ્યો છે

બીજા 'વૈક્રિયશરીર'ના સ્વામીઓ દેવ અને નારકીઓ છે

ત્રીજા 'આહારક શરીર'ના સ્વામી ચૌદ પૂર્વધારીજ છે

ચોથા અને પાચમા શરીરના સ્વામીઓ સર્વ સસારી છે ાર્મણ શરીર શિવાયના સર્વ શરીરો ઉપભોગવાળા છે

અર્થાત્ કાર્મણભિન્ન ચાર શરીરોવડે, જીવ, સુખદુખનો ઉપભોગ, કર્મબધન, કર્મવેદન, કર્મનિર્જરા કરે છે (૯+૭૪)

अङ्गानि शिर प्रभृतीन्यष्टौ उपाङ्गानि तदवयवाङ्गुल्यादीनि, एतन्निमित्तमौदारिकशरीरसम्बन्धिकर्मौदारिकाङ्गोपाङ्गनाम ॥ १० ॥

અર્થ—શિરવિ આઠ અગો અને તેના અવયવભૂત અગુલી વિ ઉપાગો કહેવાય છે, ઔદારિક શરીર સબધિ અગોપાગની ઉત્પત્તિમા નિમિત્તભૂતકર્મ 'ઔદારિક અગોપાંગ નામકમ' કહેવાય છે (૧૦ + ૭૫)

तादृश वैक्रियशरीरसम्बन्धि कर्म वैक्रियाङ्गोपाङ्ग-नाम। तादृशमेवाऽऽहारकशरीरसम्बन्धि कर्माऽऽहारकाङ्गो-पाङ्गनाम। इमान्यादिमत्रितनुपाङ्गानि। तैजसकार्मणयोस्त्वा-त्मप्रदेशतुल्यसंस्थानत्वान्न भवन्त्यङ्गोपाङ्गानि। एवमेकेन्द्रिय-शरीराणामप्यङ्गोपाङ्गानि न भवन्ति वनस्पत्यादिषु शाखादी-नामङ्गत्वाद्व्यवहारो न वास्तविकः, किन्तु भिन्नजीवस्य शरीराण्येव ते ॥" ॥

(૧૪) અર્થ—વૈક્રિયશરીરસબધી અગોપાગની ઉત્પત્તિમા નિમિત્તભૂતકર્મ 'વૈક્રિય અગોપાગ નામકર્મ' જાણવુ

(૧૫) આહારક શરીર સબધી અગોપાગની નિષ્પત્તિમા કારણભૂતકમ 'આહારક અગોપાગનામકર્મ' કહેવાય છે

આ પહેલાના ત્રણ શરીરોના અંગોપાગો સમજવા આત્મપ્રદેશ સરખા સસ્થાનવાળા હોવાથી તૈજસ અને કામણ શરીરના અગોપાગો નથી આ પ્રમાણે એકેન્દ્રિય જીવોના શરીરને અગોપાગો હોતા નથી તથા વનસ્પતિ વિ ના શાખા વિ મા અગોપાગપણાનો વ્યવહાર વાસ્તવિક નથી કેમકે ? શાખા વિ પ્રત્યેક નામકમના પ્રભાવથી ભિન્ન ભિન્ન જી શરીરરૂપ છે ( ૬)

તે ઈર્યાસમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ, આદાનનિક્ષેપ સમિતિ, ઉત્સર્ગસમિતિના ભેદથી પાંચ પ્રકાર છે

ઈર્યાસમિતિ=પોતાને કે પરને બાધા ન થાય તેવી રીતે ધૂંસરી પ્રમાણ ભૂમિને (ચાર હાથ જેટલી જગ્યા) આગળ જોઈ, બીજ, લીલોતરી વિગેરેવાળી ભૂમિના પરિહારપૂર્વક જે ગમન, જેનાથી જીવોનું સુરક્ષણ થાય છે તે 'ઈર્યાસમિતિ' કહેવાય છે

ભાષાસમિતિ=કર્કશ વિગેરે દોષ વગરનું, સ્વ-પરહિતકારી, મિતાક્ષરવાળુ, અથવા સ્પષ્ટ અર્થ અને અક્ષર વાળુ, નિર્દોષ, નિશ્ચિત, ક્રોધ-લોભ-માયા-માન વગરનુ બોલવુ તે 'ભાષાસમિતિ'

એષણાસમિતિ=જિનાગમના અનુસારે અન્ન વિગેરે પદાર્થોનું અન્વેષણ-ગવેષણા તે 'એષણાસમિતિ'

આદાનનિક્ષેપણાસમિતિ=ઉપધિ વિગેરેને લેવા, પ્રમાર્જનાપૂર્વક લેવા-મુકવારૂપ ક્રિયા તે 'આદાનનિક્ષેપણાસમિતિ'

ઉત્સર્ગસમિતિ=જીવજંતુરહિત પરરોધિત ભૂમિ ઉપર વિધિ પ્રમાણે મૂત્ર, પુરીષનો ત્યાગ તે 'ઉત્સર્ગસમિતિ'
( ૩૧ + ૨૨૫ )

योगस्य सन्मार्गगमनोन्मार्गगमननिवारणाभ्यामात्मसंरक्षणं गुप्तिः । सा च कायवाङ्मनोरूपेण त्रिधा । शयनासननिक्षेपादानचङ्क्रमणेषु चेष्टानियमः कायगुप्तिः । उपसर्गपरीषहभावाभावेऽपि शरीरे नैरपेक्ष्यं, योगनिरोधस्सर्वथा

चेष्टापरिहारोऽपि कायगुप्तिः । अर्थवद्भ्रूविकारादिसंकेत-हुंकारादिप्रवृत्तिरहित शास्त्रनिरुद्धभाषणशून्य वचोनियमन वाग्गुप्तिः । अनेन सर्वथा वाङ्निरोधस्सम्यग्भाषणञ्च लभ्यते । भाषासमितौ सम्यग्भाषणमेव । सावद्यसंकल्पनिरोधो मनोगुप्तिः ॥ १२ ॥

અર્થ —મન, વચન, કાયારૂપ યોગના સન્માર્ગમા ગમન અને ઉન્માર્ગથી નિવારણપૂર્વક આત્માના રક્ષણને 'ગુપ્તિ' કહે છે તે મન, વચન, કાયારૂપથી ત્રણ પ્રકારની છે

કાયગુપ્તિ=સૂવા, બેસવા, લેવા, મુકવા, ચાલવામા ક્રિયાને નિયમ અર્થાત્ ઉપસગ, પરીષહ હોય કે ન હોય તો પણ શરીરના વિષયમા અપેક્ષાનો અભાવ, યોગનિરોધકનો સર્વથા ચેષ્ટાનો પરિહાર પણ 'કાયગુપ્તિ' કહેવાય છે

વચનગુપ્તિ=સાર્થક ભ્રૂ વિકાર વિગેરે સંકેત તથા હુકાર વિગેરે પ્રવૃત્તિથી રહિત, શાસ્ત્રવિરોધિભાષણશૂન્ય, વચનનો નિયમ આ કથનથી સવથા વાણીના નિરોધને અને સમ્યગ્ ભાષણને 'વચનગુપ્તિ' કહે છે ભાષાસમિતિમા માત્ર સમ્યગ્ ભાષણને ભાષા સમિતિ કહે છે

મનોગુપ્તિ=સપાપ સકલ્પનો નિયમ તે 'મનોગુપ્તિ' કહેવાય છે ( ૩૨ + ૨૨૬ )

प्रतिकूलवक्रसमरधाने सत्यपि समभावादविचलन परीषहः ॥ ३३ ॥

स च क्षुत्पिपासाशीतोष्णदशमशकास्त्र्यारतिवनिताचर्यानैषेधिकी (निषद्या) शय्याऽऽक्रोशवधयाचनाऽलाभरोगतृणस्पर्शमलसत्कार प्रज्ञाऽज्ञानसम्यक्त्वरूपेण द्वाविंशतिविध । सत्यामप्यतिशयित क्षुद्वेदनायां सविधि भक्ताद्यलाभेऽपि क्षुधोपसहन क्षुत्परीषह । सत्यां पिपासायामदुष्टजलाद्यभावेऽपि तृड्परिषहण पिपासा परीषह । प्रचुरशीतवाधायामप्यत्यल्पैरेव वस्त्रादिभिश्शीतोपसहन शीतपरीषह । प्रभूतोष्णसन्तप्तोऽपि जलावगाहनाद्यनासेवनमुष्णपरीषह ॥ ३४ ॥

અર્થ —અવરોધક ( પ્રતિકૂલ ) વસ્તુ હોવા છતા પણ સમભાવથી ચલિત નહિ થવું તે 'પરીષહ' કહેવાય છે ॥૩૩॥

તે પરીષહો (૧) ક્ષુધા, (૨) પિપાસા, (૩) શીત, (૪) ઉષ્ણ, (૫) દશ, (૬) અવસ્ત્ર, (૭) અરતિ, (૮) વનિતા, (૯) ચર્યા, (૧૦) નૈષેધિકી, (૧૧) શય્યા, (૧૨) આક્રોશ, (૧૩) વધ, (૧૪) યાચના, (૧૫) અલાભ, (૧૬) રોગ, (૧૭) તૃણસ્પર્શ, (૧૮) મલ, (૧૯) સત્કાર, (૨૦) પ્રજ્ઞા, (૨૧) અજ્ઞાન, (૨૨) સમ્યક્ત્વરૂપે બાવીશ પ્રકારવાળા છે

ક્ષુધાપરીષહ=અત્યત ક્ષુધાની વેદના થવા છતા વિધિપૂર્વક આહારાદિનો લાભ નહીં થવા છતા પણ ક્ષુધા સહવી તે

પિપાસાપરીષહ=અત્યન્ત તરસ લાગવા છતા નિર્દોષ જલાદિની પ્રાપ્તિ નહીં થતા તૃષાનું સહન કરવું તે

શીતપરીષહ=અત્યન્ત ઠંડીની બાધા થતા થોડા વસ્ત્રાદિ હોવા છતા શીતનું સહન કરવું તે

ઉષ્ણપરીષહ=અત્ય ત ગરમી લાગવા છતા પણ જલસ્નાનાદિ નહીં કરવુ તે (૩૩ + ૩૪ + ૨૨૬ + ૨૨૮)

समभावतो दंशमशकाद्युपद्रवसहनं दंशपरीषहः । एते वेदनीयक्षयोपशमजन्या सदोषवस्त्रादिपरिहारेणाल्पमूल्याल्पवस्त्रादिभिर्वर्तनमवस्त्रपरीषहः । अप्रीतिप्रयोजकसंयोगसमवधाने सत्यपि समतावलम्बनमरतिपरीषहः । कामबुद्ध्या स्त्र्यादिदङ्गादिजन्यचेष्टानामवलोकनचिन्तनाभ्यां विरमणं स्त्रीपरीषहः । एते च चारित्रमोहनीयक्षयोपशमजन्याः ॥ ३५ ॥

અર્થ —દંશપરીષહ=સમભાવથી ડાંશ-મચ્છર વિગેરેનો ઉપદ્રવ સહન કરવો તે

આ પાચ પરીષહો વેદનીયના ઉદયથી આવે છે અને તેઓનો જય, ચારિત્રમોહનીયના ક્ષયોપશમથી થાય છે કારણ કે, સહન ચારિત્રરૂપ છે

અવસ્ત્રપરીષહ=સદોષ વસ્ત્ર વિગેરેના ત્યાગપૂર્વક અલ્પ મૂલ્યવાળા અલ્પ વસ્ત્રથી વર્તવું તે

અરતિપરીષહ=અપ્રીતિપ્રયોજક સંયોગ હોવા છતા પણ સમતાનુ અવલંબન કરવું તે

સ્ત્રીપરીષહ=કામબુદ્ધિથી સ્ત્રીઓના અગ, પ્રત્યગ, આકાર, હસવુ, લલિત, વિભ્રમ વિગેરે ચેષ્ટાઓને જે જોવી, વિચારવી, તેનાથી અટકવુ તે

આ ત્રણ પરીષહો ચારિત્રમોહનીયના ઉદયથી આવે છે અને તેઓનો જય, ચારિત્રમોહનીયના ક્ષયોપશમથી થાય છે ( ૩૫ + ૨૨૯ )

एकत्र निवासममत्वपरिहारेण सनियम ग्रामादिभ्रमण जन्यक्लेशादिसहन चर्यापरीषह । वेदनीयक्षयोपशमजन्यो ऽयम् । स्त्रीपशुपण्डकवर्जिते स्थाने निवासादनुकूलप्रतिकूलोपसर्गसम्भवेऽप्यविचलितमनस्कत्व निषद्यापरीषह । चारित्रमोहनीयक्षयोपशमजन्योऽयम् । प्रतिकूलसंस्तारकवसति सेवनेऽनुद्विग्नमनस्कत्व शय्यापरीषह । अयञ्च वेदनीयक्षयोपशमज य । निर्मूल समूल वा स्वस्मिन् (स्मै) कुप्यत्सु जनेषु समतावलम्बनमाक्रोशपरीषह । चारित्रमोहनीयक्षयोपशम जन्योऽयम् । परमयुक्तताडनतर्जनादीना कायविनश्वरत्वविभावनया सहन वधपरीषह । वेदनीयक्षयोपशमजन्योऽयम् ॥ १६ ॥

અર્થ—ચર્યાપરીષહ=એક સ્થાનમા નિવાસની મમતાના પરિહારપૂર્વક નિયમ સહિત ગ્રામાદિના વિહારજન્ય ક્લેશ વિગેરેનુ સહન કરવુ તે

આ પરીષહ, વેદનીયથી ઉદયમા આવે છે

અને તેનો જય, ચારિત્રમોહનીયના ક્ષયોપશમથી થાય છે

નિષદ્યાપરીષહ=સ્ત્રી, પશુ, નપુંસક વગરના સ્થાનમા નિવાસથી અનુકૂલ, પ્રતિકૂલ ઉપસર્ગનો સભવ થતા મનની નિશ્ચલ અવસ્થા તે આ, ચારિત્રમોહનીયથી ઉદયમા આવે છે તેનો જય, ચારિત્રમોહનીયના ક્ષયોપશમથી થાય છે

શય્યાપરીષહ=પ્રતિકૂલ સથારો-વસતિનુ સેવન થતા મનના ઉદ્વેગનો અભાવ તે

આ, પરીષહ, વેદનીયના ઉદયથી આવે છે તેનો જય, ચારિત્રમોહનીયના ક્ષયોપશમથી થાય છે

આક્રોશપરીષહ-સકારણ કે નિષ્કારણ પોતાના ઉપર કોપાય માન જન હોયે છતે સમતા ધારણ કરવી તે

આ પરીષહ, ચારિત્રમોહનીયના ઉદયથી આવે છે અને તેનો વિજય, ચારિત્રમોહના ક્ષયોપશમથી થાય છે

વધપરીષહ=બીજાઓએ કરેલ તાડન, તર્જના વિગેરેનું કાયાની વિનશ્વરતાની ભાવનાથી સહન કરવું

આ પરીષહ, વેદનીયના ઉદયથી આવે છે અને તેનો વિજય, ચારિત્રમોહનીયના ક્ષયોપશમથી થાય છે ( ૩૬ + ૨૩૦ )

स्वधर्मदेहपालनार्थं चक्रवर्तिनोऽपि साधोर्याचनाळ्ज्जा-

परिहारो याचनापरीषह । चारित्रमोहनीयक्षयोपशमजयो ऽयम् । याचितेऽपि वस्तुन्यप्राप्ते विषादानवलम्बनमलाभ परीषहः । लाभान्तरायक्षयोपशमजन्योऽयम् । रोगोद्भवे सत्यपि सम्यक्सहन रोगपरीषह ॥ ३७ ॥

અર્થ —યાચનાપરીષહ=સ્વધર્માર્થે દેહના પાલન માટે ચક્રવર્તી એવા સાધુએ પણ યાચનાની લજ્જાનો પરિહાર કરવો તે

આ, પરીષહ, ચારિત્રમોહનીયના ઉદયથી આવે છે અને તેનો જય, ચારિત્રમોહનીયના ક્ષયોપશમથી થાય છે

અલાભપરીષહ=યાચના કરવા છતા વસ્તુની અપ્રાપ્તિ થતા ખેદ ધારણ નહીં કરવો તે

આ પરીષહ, લાભાન્તરાયના ઉદયથી આવે છે અને તેનો જય, ચારિત્રમોહનીયના ક્ષયોપશમથી થાય છે

રોગપરીષહ=રોગની ઉત્પત્તિ થવા છતા સારી રીતે સહન કરવું તે ( ૩૭ + ૨૩૧ )

जीर्णक्षीणसंस्तारकाद्यस्तनतीक्ष्णतृणाना कठोरस्पर्शजन्य-क्लेशसहन तृणस्पर्शपरीषह । शरीरनिष्ठमलापनयनानभिलाषो मलपरीषह । वेदनीयक्षयोपशमजन्या एते । भक्तजनानुष्ठिता विसत्कारेऽपि गर्वपराङ्मुखत्व सत्कारपरीषहः । अयञ्च चारित्र

मोहनीयक्षयोपशमजन्य । बुद्धिकुशलत्वेऽपि मानापरिग्रह प्रज्ञापरीषह । ज्ञानावरणक्षयोपशमजन्य । बुद्धिशून्यत्वेऽप्य खिन्नत्वमज्ञानपरीषह । ज्ञानावरणक्षयोपशमजन्य । इतर दर्शनचमत्कारदर्शनेऽपि स्वदेवतामानिन्दामानेऽपि जैनधर्म श्रद्धातोऽविचलन सम्यक्त्वपरीषह । दर्शनमोहनीयक्षयोपशमजन्योऽयम् ॥ १८ ॥

અર્થ—તૃણસ્પર્શપરીષહ=જીર્ણ, શીર્ણ સથારાના નીચે રહેલ તીક્ષ્ણ તૃણોના કઠિન સ્પર્શથી થનાર ક્લેશનું સહન કરવું તે

મલપરીષહ=શરીરમા રહેલ મેલને દૂર કરવાની ઇચ્છાનો અભાવ તે

આ ઉપરોક્ત ત્રણ પરીષહો, વેદનીયના ઉદયથી આવે છે અને તેઓનો જય, ચારિત્રમોહનીયના ક્ષયોપશમથી થાય છે

સત્કારપરીષહ=ભક્તજનોએ કરેલ અત્યત સત્કાર હોવા છતા પણ ગર્વથી રહિત બનવું તે

આ પરીષહ ચારિત્રમોહનીયના ઉદયથી આવે છે તેનો જય, ચારિત્રમોહનીયના ક્ષયોપશમથી થાય છે

પ્રજ્ઞાપરીષહ=બુદ્ધિકૌશલ્ય હોવા છતા પણ ગર્વરહિત બનવું તે

આ પરીષહ, જ્ઞાનાવરણીય ક્ષયોપશમથી આવે

છે અને તેનો જય, ચારિત્ર મોહનીયના ક્ષયોપ
શમથી થાય છે

અજ્ઞાનપરીષહ=બુદ્ધિનો અભાવ હોવા છતાંય ખેદરહિત થવું

આ પરીષહ, જ્ઞાનાવરણના ઉદયથી આવે છે
તેનો વિજય, ચારિત્રમોહના ક્ષયોપશમથી થાય છે

સમ્યક્ત્વપરીષહ=જૈનેતરદર્શનના ચમત્કાર જોવા છતાંય અથવા
પોતાના દેવ વિગેરેનું સામીપ્ય નહીં હોવા છતાં
જૈનધર્મવિષયક શ્રદ્ધાથી સર્વથા ચલિત ન થવું તે

આ પરીષહ, દર્શનમોહનીયના ઉદયથી આવે
છે અને તેનો વિજય, દર્શનમોહનીયના ક્ષયોપ
શમથી થાય છે (૩૮ + ૨૩૨)

मोक्षमार्गानुकूलयतिप्रयत्नो यतिधर्म । स च क्षान्तिमा
र्दवार्जवनिर्लोभतातपस्संयमसत्यशौचाकिञ्चन्यब्रह्मचर्यभेदाद्दश-
विध । एतल्लक्षणान्यग्रे वक्ष्यन्ते ॥ १९ ॥

અર્થ—મોક્ષમાર્ગને અનુકૂલ સાધુનો પ્રયત્ન 'યતિધર્મ'
કહેવાય છે તે યતિધર્મ, ક્ષમા, માર્દવ, આર્જવ, નિર્લોભતા,
તપ, સંયમ, સત્ય, શૌચ, અકિંચનતા, બ્રહ્મચર્ય ભેદથી દશ
પ્રકારનો છે

આના લક્ષણો આગળ પર કહેવાશે (૩૯ + ૨૩૩)

मोक्षप्रवृत्त्युत्तेजक चिन्तन भावना । अनित्याशरणसंसा
रैकत्वान्यत्वाशुचित्वाऽऽश्रवसंवरनिर्जरालोकस्वभावबोधिदुर्लभ-

धर्मस्वाख्यातभेदाद् द्वादशधा सा । एतल्लक्षणान्यग्रे वक्ष्यन्ते ॥ ४० ॥

અર્થ—મોક્ષને અનુકૂલ પ્રવૃત્તિમા ઉત્તેજકચિંતન 'ભાવના' કહેવાય છે તે ભાવના, (૧) અનિત્ય, (૨) અશરણ, (૩) સસાર, (૪) એકત્વ, (૫) અન્યત્વ, (૬) અશુચિત્વ, (૭) આશ્રવ, (૮) સવર, (૯) નિર્જરા, (૧૦) લોકસ્વભાવ, (૧૧) બોધિ દુર્લભ, (૧૨) ધર્મસ્વાખ્યાત ભેદથી બાર પ્રકારની છે

આના લક્ષણો પણ આગળ કહેવાશે (૪૦ + ૨૩૪)

कर्माष्टकशून्यताप्रयोजकमनुष्ठान चारित्रम् । तच सामायिकच्छेदोपस्थापनपरिहारविशुद्धिसूक्ष्मसपरायथाख्यातभेदेन-पञ्चविधम् ॥ ४१ ॥

અર્થ—આઠ કર્મોના અભાવમા કારણભૂત અનુષ્ઠાન 'ચારિત્ર' કહેવાય છે તે ચારિત્ર, સામાયિક-છેદોપસ્થાપન, પરિહારવિશુદ્ધિ-સૂક્ષ્મસપરાય-યથાખ્યાત ભેદથી પાચ પ્રકારનું છે (૪૧ + ૨૩૫)

छेदोपस्थापनादिचतुष्टयभिन्ना सर्वसावद्ययोगविरतिः सामायिकम् । तद्द्विविधम् । इत्वरकाल यावज्जीवकालञ्चेति । भाविव्यपदेशयोग्य स्वल्पकालचारित्रमित्वरकालम् । प्रथमान्ति मतीर्थंकरतीर्थयोरेवैतत् । भाविव्यपदेशाभावेन यावज्जीव सयमो यावज्जीवकालम् । इदञ्च मध्यमद्वाविंशतितीर्थंकर तीर्थान्तर्गतसाधूना विदेहक्षेत्रवर्तिनाञ्च ॥ ४२ ॥

અર્થ—સામાયિક=છેદોપસ્થાપન વિગેરે ચારથી ભિન્ન, સર્વ સાવદ્ય યોગની વિરતિ 'સામાયિક' કહેવાય છે તે સામાયિક, બે પ્રકારનુ છે અલ્પકાલ સુધીનુ એક અને બીજુ યાવજ્જીવકાલ સુધીનુ

(૧) ઇત્વરકાલિક=ભવિષ્યમા બીજા વ્યવહાર–શબ્દપ્રયોગને યોગ્ય હોઈ સ્વલ્પકાલનુ સામાયિક 'ઇત્વરકાલિક' કહેવાય છે પહેલા અને છેલ્લા તીર્થંકરના તીર્થમા આ સામાયિક સાધુને હોય છે

(૨) યાવજ્જીવકાલિક=ભવિષ્યમા બીજા વ્યવહારનો અભાવ હોઈ યાવજ્જીવ સુધીનુ સામાયિક–'સયમ'–યાવજ્જીવકાલિક' કહેવાય છે આ સામાયિક–સયમ, મધ્યમ બાવીશ તીર્થંકરોના તીર્થસ્થ સાધુઓને અને મહાવિદેહક્ષેત્રસ્થ સાધુઓને હોય છે (૪૨ + ૨૩૬)

पूर्वपर्यायोच्छेदे सत्युत्तरपर्यायारोपणयोग्य चारित्र छेदोपस्थापनम् । तच्च निरतिचारसातिचारभेदेन द्विविधम् । शैक्षकादेरधीतविशिष्टाध्ययनविज्ञो यदारोप्यते तन्निरतिचारम् । खण्डितमूलगुणस्य पुनर्व्रतारोपण सातिचारम् । उभयमपि प्रथमान्तिमतीर्थकरतीर्थकाल एव ॥ ४३ ॥

અર્થ—પૂર્વપર્યાયના ઉચ્છેદપૂર્વક ઉત્તરપર્યાયના આરોપણની યોગ્યતા વિશિષ્ટ ચારિત્ર 'છેદોપસ્થાપન' કહેવાય છે

આ ચારિત્ર, નિરતિચાર–સાતિચારભેદથી બે પ્રકારનુ છે

નિરતિચારછેદોપસ્થાપન=વિશિષ્ટ અધ્યયનના અભ્યાસી નવદીક્ષિત સાધુ વિગેરેને વિશુદ્ધતરમહાવ્રતનુ જે આરોપણ કરાય તે

સાતિચારછેદોપસ્થાપન=મૂલગુણની ખ ડના કરનારને ફરીથી જે મહાવ્રતનુ આરોપણ કરાય તે

આ બન્ને પ્રકારનુ ચારિત્ર પહેલા અને છેલ્લા તીર્થંકરના તીર્થકાલમા હોય છે (૪૩ + ૨૩૭)

तपोविशेषविशिष्टं परिशुद्धिमच्चारित्रं परिहारविशुद्धिकम् । तदपि निर्विशमानकं निर्विष्टकायिकञ्चेति द्विविधम् । निर्विशमानका प्रक्रान्तचारित्रोपभोक्तारः, निर्विष्टकायिकाश्च समुप भुक्तप्रक्रान्तचारित्रकायिकाः । एते चाऽऽद्यान्तिमतीर्थंकरतीर्थकाल एव ॥ ४४ ॥

અર્થ—પરિહારવિશુદ્ધિક=વિશિષ્ટ તપવાળુ, પરશુદ્ધિવાળુ ચારિત્ર 'પરિહારવિશુદ્ધિક' કહેવાય છે આ ચારિત્ર પણ નિર્વિશમાનક અને નિર્વિષ્ટકાયિકના ભેદથી બે પ્રકારનુ છે

નિર્વિશમાનક=પ્રારબ્ધ ચારિત્રનો ઉપભોગ કરનારાઓ અર્થાત તપોવિશેષના ઉપભોગકાલીન ચારિત્રવાળાઓ

નિર્વિષ્ટકાયિક=સમુપભુક્ત પ્રારબ્ધ ચારિત્રકાયિક અર્થાત્ ઉપભુક્ત તપો વિશેષ કાલીન ચારિત્રવાળાઓ

આ ચારિત્રવાળાઓ, પહેલા અને છેલ્લા તીર્થંકરના તીર્થંકાલમા જ સમજવા (૪૪ + ૨૩૮)

अत्यन्तकृशकषायवच्चारित्रं सूक्ष्मसंपरायम् । इदं सक्लिश्यमानकं विशुध्यमानकं चेति द्विप्रकारम् । उपशमश्रेणीतः प्रपततः प्रथमम्, द्वितीयं तु श्रेणिमारोहत: ॥ ४५ ॥

અર્થ—સૂક્ષ્મસંપરાય=અત્યંત સૂક્ષ્મ લોભ નામના કષાયના સમાનકાલમા થતું ચારિત્ર 'સૂક્ષ્મસંપરાય' કહેવાય છે

આ ચારિત્ર, સંક્લિશ્યમાનક અને વિશુદ્ધ્યમાનક એમ બે પ્રકારનું છે

સંક્લિશ્યમાનકચારિત્ર=ઉપશમશ્રેણીથી પડતા જીવને હોય છે

વિશુદ્ધ્યમાનકચારિત્ર=પ્રતિક્ષણ વિશુદ્ધ અધ્યવસાયવાળાને અર્થાત્ ઉપશમશ્રેણીમા ચઢતા જીવને હોય છે (૪૫ + ૨૩૯)

निष्कषायं चारित्रं यथाख्यातम् । इदञ्चोपशमश्रेणिमुपयातस्य कषायाणामुपशमादनुदयाच्चान्तर्मुहूर्तस्थितिकम् । क्षपकश्रेणिमधिगतस्य तु कषायाणां सर्वथा क्षयाज्जघन्यतोऽन्तर्मुहूर्तस्थितिकालीनमुत्कृष्टतश्च देशोनपूर्वकोटिप्रमाणं बोध्यम् । आद्यं प्रतिपाति, द्वितीयमप्रतिपाति ॥ ४६ ॥

અર્થ—યથાખ્યાત=કષાય વગરનુ ચારિત્ર 'યથાખ્યાતચારિત્ર' કહેવાય છે

આ ચારિત્ર, પ્રતિપાતી અને અપ્રતિપાતી એમ બે પ્રકારનુ છે

પ્રતિપાતી=ઉપશમશ્રેણી પામેલા અગ્યારમા ગુણસ્થાનકવર્તી આત્માને સર્વથા કષાયોના ઉપશમથી, ઉદયના અભાવની અપેક્ષાએ, આ પહેલુ યથાખ્યાતચારિત્ર ફક્ત ઉત્કૃષ્ટથી અન્તર્મુહૂર્ત્તકાલ સુધી રહેનારુ છે કેમકે ત્યારબાદ નિયમથી પડે છે માટે પહેલુ પ્રતિપાતી છે

અપ્રતિપાતી=ક્ષપકશ્રેણીને પામેલા બારમા વિગેરે ગુણસ્થાનવર્તી આત્માને સર્વથા કષાયોનો ક્ષય હોવાથી જઘન્યથી અન્તર્મુહૂર્ત્તસ્થિતિકાલવાળુ અને ઉત્કૃષ્ટથી દેશોન પૂર્વ કોટી પ્રમાણવાળુ છે ક્ષપકશ્રેણીથી કષાયોનો સર્વથા ક્ષય હોવાથી પ્રતિપાતનો અભાવ છે માટે બીજુ યથાખ્યાતચારિત્ર 'અપ્રતિપાતિ' કહેવાય છે ( ૪૬ + ૨૪૦ )

तत्र द्वाराणि प्रज्ञापनावेदरागकल्पचारित्रप्रतिसेवनाज्ञानतीर्थलिङ्गशरीरक्षेत्रकालगतिसंयमसन्निकर्षयोगोपयोगकषायलेश्यापरिणामबन्धवेदनोदीरणोपसम्पद्धानसंज्ञाऽऽहारभवाकर्षकालमानान्तरसमुद्घातक्षेत्रस्पर्शनाभावपरिणामाल्पबहुत्वेभ्यः षट्त्रिंशद्विधानि ॥ ४७ ॥

—સામાયિક આદિ સંયમીઓની અપેક્ષા રાખી છત્રીશ પ્રકારે દ્વારોનુ વિવેચન—

## — છત્રીશ દ્વારોના નામો —

અર્થ —(૧) પ્રજ્ઞાપના, (૨) વેદ, (૩) રાગ, (૪) કલ્પ, (૫) ચારિત્ર, (૬) પ્રતિસેવના (૭) જ્ઞાન, (૮) તીર્થ, (૯) લિંગ, (૧૦) શરીર, (૧૧) ક્ષેત્ર, (૧૨) કાલ, (૧૩) ગતિ, (૧૪) સંયમ, (૧૫) સંનિકર્ષ, (૧૬) યોગ, (૧૭) ઉપયોગ, (૧૮) કષાય, (૧૯) લેશ્યા, (૨૦) પરિણામ, (૨૧) બંધ, (૨૨) વેદના, (૨૩) ઉદીરણા, (૨૪) ઉપસંપદ્હાન, (૨૫) સંજ્ઞા, (૨૬) આહાર, (૨૭) ભવ, (૨૮) આકર્ષ, (૨૯) કાલમાન, (૩૦) અંતર, (૩૧) સમુદ્ઘાત, (૩૨) ક્ષેત્ર, (૩૩) સ્પર્શના, (૩૪) ભાવ, (૩૫) પરિણામ, (૩૬) અલ્પબહુત્વ રૂપદ્વારો છત્રીશ પ્રકારના છે ( ૪૭ + ૨૪૧ )

तत्र प्रज्ञापनाद्वारे सामायिकसंयत इत्वरिको यावत्कथिकश्चेति द्विविध । छेदोपस्थापनीयस्सातिचारी निरतिचारी चेति द्विविध । परिहारविशुद्धिको निर्विशमानो निर्विष्टकायिकश्चेति द्विविध । सूक्ष्मसंपरायसंयत उपशमश्रेणीतः प्रच्यवमान उपशमक्षपकश्रेण्यन्यतरारूढश्चेति द्विविध यथाख्यातोऽपि छद्मस्थ केवली चेति द्विविध इति बोध्यम् ॥ ४८ ॥

અર્થ —પ્રજ્ઞાપનાદ્વાર=સામાયિક સંયમી, ઇત્વરિક [ ભાવિવ્ય પદેશાંતર યોગ્ય અલ્પકાલિક સંયમવાળો ] પ્રથમ અંતિમતીર્થસ્થ, સાધુ યાવત્કથિક-વ્યપદેશાંતર અયોગ્ય યાવજ્જીવ સંયમધારી મધ્ય તીર્થંકર

અને મહાવિદેહક્ષેત્રસ્થતીર્થવર્તી સાધુ એમ બે પ્રકારે છે

છેદોપસ્થાપનીય=અતિચારવાળો અને અતિચાર વગરનો એમ બે પ્રકારે છે

પરિહારવિશુદ્ધિક=નિર્વિશમાનક [પ્રક્રાતચારિત્રસેવોક્તા] અને નિર્વિષ્ટકાયિક ઉપભુક્તપ્રક્રાતચારિત્ર એમ બે પ્રકારે છે

સૂક્ષ્મસંપરાયસંયમી=ઉપશમશ્રેણીથી પડતો અને ઉપશમ કે ક્ષપકશ્રેણીમાં ચઢેલો એમ બે પ્રકારે છે

યથાખ્યાતસંયમી=અગ્યારમા ગુણસ્થાનવર્તી છદ્મસ્થ અને બારમા ગુણસ્થાનવર્તી કેવળી એમ બે પ્રકારે છે (૪૮ + ૨૪૨)

वेदद्वार—सामायिको नवमगुणस्थानावधि वेदको वेद-त्रयवांश्च । नवमान्ते तूपशमात्क्षयाद्वा वेदानामवेदकोऽपि भवेत् । एवं छेदोपस्थापनीयोऽपि । पारिहारिकः पुरुषवेदो वा पुनपुंसकवेदो वा स्यात् सूक्ष्मसंपरायो यथाख्यातश्चा-वेदक एवेति ॥ ४९ ॥

— વેદદ્વાર :—

અર્થ—સામાયિકસંયમી=નવમા ગુણસ્થાન સુધી વેદવાળો, ત્રણ વેદવાળો પણ હોય છે નવમાના અંતે

વેદાનો ક્ષય કે ઉપશમ થવાથી અવેદી પણ થાય
આ પ્રમાણે છેદોપસ્થાપનવાળો સમજવો

પરિહારવિશુદ્ધિક=પુરૂષવેદવાળો કે પુરૂષ, કૃત્રિમ નપુંસક વેદ વાળો હોય !

સૂક્ષ્મસ પરાયવાળો કે યથાખ્યાતચારિત્રવાળો અવેદી જ હોય છે (૪૯ + ૨૪૩)

रागद्वारे—सामायिकादिचत्वारसयतारसरागा एव । यथाख्यातसंयतस्त्वराग एवेति ॥ ५० ॥

— રાગદ્વાર —

અર્થ—સામાયિક વિગેરે ચાર સંયમીઓ રાગવાળા જ છે યથાખ્યાત સંયમી તો રાગ વગરનો-વીતરાગ જ છે (૫૦ + ૨૪૪)

कल्पद्वारे—सामायिकसूक्ष्मसम्परायययथाख्याता स्थितकल्पऽस्थितकल्पे च, छेदोपस्थापनीयपरिस्थतकल्प एव भवेत् । परिहारविशुद्धिकोऽपीदृश एव । अस्थितकल्पो मध्यमतीर्थकरतीर्थेषु विदेहे चेति । अथवा सामायिको जिनकल्पस्थविरकल्पकल्पातीतेषु भवेत् छेदोपस्थापनीयपरिहारविशुद्धिकौ न कल्पातीते । सुक्ष्मसपराययथाख्यातौ तु कल्पातीत एव स्यातात् ॥ ५१ ॥

— કલ્પદ્વાર —

અર્થ —સામાયિક, સૂક્ષ્મસંપરાય, યથાખ્યાત, એમ ત્રણ સંયમો સ્થિત [ નિયત ] કલ્પમા [ દશવિધસાધુસમાચારીમા ] અને અસ્થિત [ અનિયત ] કલ્પમા હોય છે

પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુઓ નિયતકલ્પવાળા છે અને મધ્યમજિન સાધુઓને ચાર કલ્પો નિયત છે અને બીજા અનિયત છે એટલે તેઓ અનિયત કલ્પવાળા કહેવાય છે

સામાયિક તો સ્થિત અને અસ્થિત કલ્પમા હોય છે

છેદોપસ્થાપનીય સ્થિતકલ્પમા જ હોય છે

પરિહારવિશુદ્ધિક સ્થિતકલ્પમા જ હોય છે અસ્થિતકલ્પ, મધ્યમ તીર્થંકરોના તીર્થોમા અને મહાવિદેહક્ષેત્રોમા હોય છે અથવા સામાયિક, જિનકલ્પ-સ્થવિરકલ્પ-કલ્પાતીતોમા હોય છે છેદોપસ્થાપનીય અને પરિહારવિશુદ્ધિક આ બે ચારિત્રો, કલ્પાતીતમા હોતા નથી સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત બે ચારિત્રો કલ્પાતીતમા જ હોય છે જિનકલ્પ કે સ્થવિરકલ્પમા હોતા નથી ( ૫૧ + ૨૪૫ )

चारित्रद्वार—सामायिक पुलाको बकुश कपायकुशीलो वा स्यात् । एव छेदोपस्थापनीयोऽपि । परिहारविशुद्धिक सूक्ष्मसम्परायौ कपायकुशीलावेव । यथाख्यातस्तु निग्रन्थ स्नातको

## — ચારિત્રદ્વાર —

અર્થ —પુલાક, બકુશ, કુશીલ, નિર્ગ્રંથ, સ્નાતકરૂપે પાચ નિર્ગ્રંથના ભેદો આગળ કહેવાશે તેની અપેક્ષાએ આ વિચારણા જાણવી

સામાયિક ચારિત્રવાળો, પુલાક,-બકુશ કે કષાયકુશીલ નિર્ગ્રંથ જાણવો

આ પ્રમાણે છેદોપસ્થાપનીયમા પણ સમજવું પરિહારવિશુદ્ધિક, સૂક્ષ્મસપરાય નામક ચારિત્રવાળા કષાયકુશીલ જ સમજવા

યથાખ્યાત ચારિત્રવાળો, નિગ્ર થ કે સ્નાતક સાધુ જાણવો (૫૨ + ૨૪૬)

प्रतिसेवनाद्वार—सामायिकच्छेदोपस्थापनीयौ मूलोत्तरगुणप्रतिसेवकावप्रतिसेवकौ च भवत । परिहारविशुद्धिकोऽप्रतिसेवक । एव सूक्ष्मसपरायपथाख्यातावपि विज्ञेया विति ॥ ५१ ॥

## — પ્રતિસેવનાદ્વાર —

અર્થ —સામાયિક, છેદોપસ્થાપનીય સયમવાળાઓ, મૂલોત્તર ગુણના પ્રતિસેવક અને અપ્રતિસેવક હોય છે

પરિહારવિશુદ્ધિક સયમવાળો તો અપ્રતિસેવક જાણવો આ પ્રમાણે સૂક્ષ્મસપરાય અને યથાખ્યાત ચારિત્રવાળાઓ, અપ્રતિસેવક જ છે એમ સમજવુ (૫૩ + ૨૪૭)

ज्ञानद्वारे—सामायिकादिचतुर्णां द्वे वा त्रीणि वा चत्वारि वा ज्ञानानि भवन्ति । यथाख्यातस्यैकादशद्वादश गुणस्थानयोश्चत्वारि ज्ञानानि ऊर्ध्वगुणस्थानयो केवलज्ञान भवतीति ॥ ५४ ॥

— જ્ઞાનદ્વાર —

અર્થ—સામાયિક વિગેરે ચાર ચારિત્રવાળાઓ, બે અથવા ત્રણ કે ચાર જ્ઞાનવાળા હોય છે છદ્મસ્થવીતરાગ યથાખ્યાત ચારિત્રવાળાને બે અથવા ત્રણ કે ચાર જ્ઞાનો હોય છે અર્થાત્ અગ્યારમા કે બારમા ગુણસ્થાનવર્તી યથાખ્યાત ચારિત્રવાળાને બે અથવા ત્રણ કે ચાર જ્ઞાનો હોય છે

સયોગી અને અયોગી ગુણસ્થાનમા યથાખ્યાતચારિત્ર વાળાને કેવલજ્ઞાન હોય છે (૫૪ + ૨૪૮)

श्रुतद्वारे—सामायिकच्छेदोपस्थापनीययोजघन्यतोऽष्टौ प्रवचनमातर उत्कृष्टतस्तु यावच्चतुर्दशपूर्वं श्रुतम् । परिहारविशुद्धस्य जघन्यतो नवमपूर्वस्याचारवस्तु । उत्कृष्टतस्त्वपूर्णदशपूर्वं यावत् । सूक्ष्मसंपरायिकस्य तु सामायिकस्येव । यथाख्यातस्य निर्ग्रंथस्य सामायिकस्येव । स्नातकस्य श्रुत नास्तीति ॥ ५५ ॥

— શ્રુતદ્વાર —

અર્થ—પ્રસ ગોપાત્ત-સામાયિક અને છેદોપસ્થાપનીયમા જઘન્યથી આઠપ્રવચનમાતાનું શ્રુતજ્ઞાન અને ઉત્કૃષ્ટથી ચૌદ પૂર્વ

સુધીનું શ્રુતજ્ઞાન પરિહારવિશુદ્ધિને જઘન્યથી નવમા પૂર્વના-આચાર વસ્તુનું શ્રુતજ્ઞાન, અને ઉત્કૃષ્ટથી દેશોન દશપૂર્વ સુધી શ્રુતજ્ઞાન છે સૂક્ષ્મસંપરાયિકનુ સામાયિકની માફક શ્રુતજ્ઞાન છે નિર્ગ્રંથસ્થયથાખ્યાતચારિત્રનુ શ્રુતજ્ઞાન, સામાયિકની માફક જાણવું સ્નાતકને શ્રુતજ્ઞાન નથી કેમકે તે કેવલજ્ઞાની છે ( ૫૫ + ૨૪૯ )

तीर्थद्वारे—तीर्थेऽप्यतीर्थेऽपि सामायिको भवेत् । अ तीर्थे तु तीर्थंकर प्रत्येकबुद्धश्च स्याताम् । छेदोपस्थापनीयपरिहारविशुद्धिकौ तीर्थ एव । सूक्ष्मसंपरायययाख्यातौ सामायिक इवेति ॥ ५६ ॥

— તીર્થદ્વાર —

અર્થ —તીર્થમા અને અતીર્થમા પણ સામાયિક હોય અતીર્થમા તો તીર્થંકર અને પ્રત્યેકબુદ્ધ હોય છેદોપસ્થાપનીય અને પરિહારવિશુદ્ધિક એ બે ચારિત્રો, તીર્થમા જ હોય છે

સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત ચારિત્રો, સામાયિકની માફક જાણવુ ( ૫૬ + ૨૫૦ )

लिङ्गद्वार—सामायिकच्छेदोपस्थापनीयसूक्ष्मसंपराययथाख्याता द्रव्यतस्स्वलिङ्गेऽन्यलिङ्गे गृहिलिङ्गेऽपि । भावतस्तु स्वलिङ्ग एव भवेयु । परिहारविशुद्धिकस्तु द्रव्यतो भावतश्च स्वलिङ्ग एवेति ॥ ५७ ॥

— લિંગદ્વાર —

અર્થ—સામાયિક, છેદોપસ્થાપનીય, સૂક્ષ્મસંપરાય, યથાખ્યાત, દ્રવ્યની અપેક્ષાએ સ્વલિંગમાં, અન્યલિંગમાં અને ગૃહીલિંગમાં પણ સંભવે છે ભાવની અપેક્ષાએ સ્વલિંગમાં જ હોય પરિહારવિશુદ્ધિક તો દ્રવ્યથી અને ભાવથી સ્વલિંગમાજ હોય છે (૫૭ + ૨૫૧)

शरीरद्वारे—सामायिकच्छेदोपस्थापनीययोरौदारिक तैजसकार्मणानि, औदारिकतैजसकार्मणवैक्रियाणि, औदारिक वैक्रियाऽऽहारकतैजसकार्मणानि वा शरीराणि भवन्ति । शेषाणान्त्वौदारिकतैजसकार्मणानीति ॥ ५८ ॥

— શરીરદ્વાર —

અર્થ—સામાયિક, છેદોપસ્થાપનીયમાં ઔદારિક તૈજસ કાર્મણ, ઔદારિક તૈજસકાર્મણ વૈક્રિય, અથવા ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ કાર્મણ, શરીરો હોય છે બાકીના ત્રણમાં ઔદારિક, તૈજસ, કાર્મણશરીરો હોય છે (૫૮+૨૫૨)

क्षेत्रद्वारे—जन्मसद्भावावाश्रित्य सामायिकच्छेदोपस्थापनीयसूक्ष्मसंपराययथाख्याता कर्मभूम्यां संहरणापेक्षया त्वकर्मभूमौ भवेयु । परिहारविशुद्धिकस्तु कर्मभूमावेव भवेत् । नास्य संहरणं भवेदिति ॥ ५९ ॥

— ક્ષેત્રદ્વાર —

અર્થ,—જન્મ અને સદ્ભાવની અપેક્ષાએ સામાયિક,

ઓમા હોય છે સહરણની અપેક્ષાએ સ્વસમાનકાલ જે ક્ષેત્રા તરમા હોય ત્યા ક્ષેત્રાતરમા સભવે છે

જો નોઉત્સર્પિણી અવસર્પિણી હોય ત્યારે મહાવિદેહક્ષેત્રમ દુ ષમસુષમા [ચોથા] સરખા આરામા સભવે છે

આ પ્રમાણે છેદોપસ્થાપનીય પણ સમજવું પરતુ જન્મ સદ્ભાવની અપેક્ષાએ નોઉત્સર્પિણી અવસર્પિણીઓમા છેદોપ સ્થાપનીય નથી ॥ ૬૦ ॥

પરિહારવિશુદ્ધિસયમી=ઉત્સર્પિણી, અવસર્પિણીના કાલમા હોય પરતુ નોઉત્સર્પિણી અવસર્પિણીકાલમા હોતા નથી

ઉત્સર્પિણી અને અવસર્પિણીકાલમા યોગ પ્રમાણે બીજા, ત્રીજા, ચોથા, પાચમા આરામા હોય છે ॥ ૬૧ ॥

સૂક્ષ્મસ પરાય, જન્મસદ્ભાવની અપેક્ષાએ ત્રણ કાલમા આરાની અપેક્ષાએ યોગ પ્રમાણે સામાયિકની માફક સમજવું યથાખ્યાત ચારિત્ર પણ આ પ્રમાણે સમજવું ભૂતકાલીન સહરણની અપેક્ષાએ તો સર્વ આરાઓમા સત્તા સમ જવી ॥ ૬૨ ॥

રૂપરસાદિ-જીવગત અનુભવ-આયુ પ્રમાણ શરીરાદિ ભાવોના ઉત્કર્ષમા કારણભૂત કાલ 'ઉત્સર્પિણી' કહેવાય છે

રૂપરસાદિ ભાવોની હાનિમા કારણભૂત કાલ 'અવસર્પિણી' કહેવાય છે

ત્યા અવસર્પિણીમા (૧) સુષમસુષમા, (૨) સુષમા, (૩)

સુષમદુષમા, (૪) દુષમસુષમા, (૫) દુષમા, (૬) દુષમ દુષમારૂપ છ આરાઓ હોય છે ઉત્સર્પિણીમા, પશ્ચાનુપૂર્વીથી-ઉંગા ક્રમથી તેજ છ આરાઓ હોય છે (૬૦ થી ૬૩ + ૨૫૪ થી ૨૫૭)

गतिद्वारे—सामायिकच्छेदोपस्थापनीयौ मृत्वा देवगतिं यायाताम् । तत्रापि वैमानिक एव । तत्रापि जघन्यत प्रथमदेवलोकमुत्कृष्टतस्त्वनुत्तरविमान यावत् । विराधकश्चेत्र कोऽपि भवनपति स्यात् । परिहारविशुद्धिको वैमानिक एव स्यात् । तत्रापि जघन्यतस्सौधर्मकल्प उत्कृष्टतस्सहस्रा रकल्प स्यात् । सूक्ष्मसपरायोऽनुत्तरविमाने स्यात् । यथा ख्यातसयतो देवगतौ स्याच्चेत्तदाऽनुत्तरविमान एव स्यादथवा सिद्धिगतिं यायादिति ॥ ६४ ॥

तत्र सौधर्मेशानसनत्कुमारमाहेन्द्रब्रह्मलान्तकमहाशुक्रसह-स्राराऽऽनतप्राणताऽऽरणाऽच्युतभेदेन द्वादशविधा देवलोका कल्पोपपन्नदेवानाम् । तदुपरि सुदर्शनसुप्रतिबद्धमनोरमसर्व भद्रविशालसुमनससौमनसप्रीतिकरादित्यभेदेन नव ग्रैवेयका । तदुपरि विजयवैजयन्तजयन्तापराजितसर्वार्थसिद्धभेदेन पञ्चा नुत्तरा । उभये कल्पातीतानाम् ॥ ६५ ॥

चन्द्रसूर्यग्रहनक्षत्रतारका पञ्च ज्योतिष्का । पिशाच ... अष्टविधा व्यन्तरा ।

असुरनागसुपर्णविद्युदग्निद्वीपोदधिदिक्पवनस्तनितकुमारभेदेन दशविधा भवनपतयः ॥ ६६ ॥

— ગતિદ્વાર —

અર્થ—સામાયિક, છેદોપસ્થાપનીયવાળા, બને મરીને દેવગતિમા જાય ત્યા દેવગતિમા પણ વૈમાનિક જ દેવ બને, ત્યા પણ જઘન્યથી પ્રથમ દેવલોક સુધી અને ઉત્કૃષ્ટથી અનુત્તરવિમાન સુધી, જો કોઈ પણ વિરાધક બને તો ભવન પતિ બને

પરિહારવિશુદ્ધિક, વૈમાનિક જ બને ત્યા પણ જઘન્યથી સૌધર્મકલ્પમા અને ઉત્કૃષ્ટથી સહસ્રારકલ્પમા વૈમાનિક બને

સૂક્ષ્મસ પરાયવાળો, અનુત્તરવિમાનમા જાય છે યથાખ્યાત સ યમી, દેવગતિમા જાય તો અનુત્તર વિમાનમા જ જાય અથવા સિદ્ધિગતિમા જાય ॥ ૬૪ ॥

સૌધર્મ, ઐશાન, સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મ, લાન્તક, મહાશુક્ર, સહસ્રાર, આનત, પ્રાણત, આરણ, અચ્યુતભેદથી બાર પ્રકારના કલ્પોપપન્નવિમાનવાસી દેવોના, દેવલોકો કહેવાય છે

તેના ઉપર, સુદર્શન, સુપ્રતિબદ્ધ, મનોરમ, સર્વભદ્ર, વિશાલ, સુમનસ, સૌમનસ, પ્રીતિકર, આદિત્યભેદથી નવ 'ગ્રૈવેયકો' કહેવાય છે

તેના ઉપર વિજય, વૈજયન્ત, જયન્ત, અપરાજિત, સર્વાર્થ સિદ્ધભેદથી પાચ અનુત્તરો કહેવાય છે નવગ્રૈવેયક, પાચ અનુત્તરો, કલ્પાતીત વિમાનવાસી દેવોના દેવલોકો કહેવાય છે ॥ ૬૫ ॥

ચદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તારાઓ પાચ જ્યોતિષી દેવો કહેવાય છે

પિશાચ, ભૂત, યક્ષ, રાક્ષસ, કિંનર, કિંપુરૂષ, મહોરગ, ગધર્વ એમ આઠ પ્રકારના વ્યતરદેવો કહેવાય છે

અસુરકુમાર, નાગકુમાર, સુપર્ણકુમાર, વિદ્યુત્કુમાર, અગ્નિ કુમાર, દ્વીપકુમાર, ઉદધિકુમાર, દિક્કુમાર, પવનકુમાર સ્તનિત (મેઘ)કુમાર ભેદથી દશ પ્રકારના ભવનપતિ દેવો કહેવાય છે (૬૪ થી ૬૬ + ૨૫૮ થી ૨૬૦)

सयमद्वारे— सामायिकछेदोपस्थापनीयपरिहारविशुद्धिक-सूक्ष्मसपरायाणा प्रत्येक सयमस्थानान्यसख्यातानि । यथा ख्यातस्य त्वेकमेव सयमस्थानमिति ॥ ६७ ॥

— સયમદ્વાર —

અર્થ —સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધિક, સૂક્ષ્મસપરાય ચારિત્રવાળાના દરેકના સયમના સ્થાનો અસ ખ્યાતા છે યથાખ્યાત ચારિત્રવાળાનુ ચારિત્રનું એક જ સયમ સ્થાન છે (૬૭ + ૨૬૧)

सन्निकर्षद्वारे—सामायिकसयतस्य चारित्रपर्याया अनन्ता । एव यथाख्यातपर्यन्ताना सर्वेषां बोध्या' । सामायिकस्सामायिकान्तराद्धीनस्समानोऽधिकोऽपि स्यात् । हीनाधिकत्वे च षट्स्थानपतितत्वं स्यात् । एवं छेदोपस्थापनीयपरिहारविशुद्धिकापेक्षयापीत्यमेव भाव्यम् । सूक्ष्मसम्परायिकयथाख्यातापेक्षया त्वनन्तगुणहीनचारित्रपर्यायवान् स्यात् ॥ ६८ ॥

— સનિકર્ષદ્વાર —

અર્થ—સામાયિકસયમીના ચારિત્રના પર્યાયો [ભેદો] અનતા છે આ પ્રમાણે યથાખ્યાતપર્યન્ત સર્વ ચારિત્રવાળાઓના ચારિત્રપર્યાયો અનતા છે

સામાયિક–સ્વજાતીય સામાયિકાતરથી હીન, સમાન, અધિક પણ હોય હીન–અધિકતામા ષટ્સ્થાનપતિતપણુ હોય [અનતભાગવૃદ્ધિ, અસખ્યાતભાગવૃદ્ધિ, સખ્યાતભાગવૃદ્ધિ, સખ્યાતગુણવૃદ્ધિ, અસખ્યાતગુણવૃદ્ધિ, અનતગુણવૃદ્ધિ આ પ્રમાણે હાનિમા–વૃદ્ધિમા છ સ્થાન વિચારવા આવી રીતે સર્વવિરતિ વિશુદ્ધિ સ્થાનાદિ વસ્તુઓની હાનિ–વૃદ્ધિ વિચારાય છે ]

આ પ્રમાણે છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધિક અપેક્ષાએ પણ અર્થાત્ સ્વવિજાતીય સયતની અપેક્ષાથી પણ હીન, સમાન, અધિક પણ હોય અર્થાત્ હીન અધિકતામા ષટ્સ્થાન–પતિતત્વ વિચારવુ

સૂક્ષ્મસપરાય અને યથાખ્યાતચારિત્રવાળા—વિજાતીય

સયતની અપેક્ષાથી તો સામાયિક ચારિત્રવાળો, અનતગુણહીન ચારિત્રપર્યાયવાળો હોય છે (૬૮ + ૨૬૨)

छेदोपस्थापनीय आद्यत्रयचारित्रवपेक्षया सामायिकवत् स्यात् । अन्त्यद्वयापेक्षयाऽपि तथैव । एवमेव परिहारविशुद्धिकोऽपि । सूक्ष्मसम्पराय आद्यत्रयापेक्षयाऽनन्तगुणाधिक एव, सूक्ष्मसंपरायान्तरापेक्षया तुल्योऽनन्तगुणेन हीनोऽधिकोऽपि स्यात्, यथाख्यातापेक्षयाऽनन्तगुणहीन । यथाख्यातस्तु विजातीयसंयतापेक्षयाऽनन्तगुणेनाधिक एव, सजातीयापेक्षया तु तुल्य एवेति ॥ ६९ ॥

અર્થ—છેદોપસ્થાપનીય=પ્રથમના ત્રણ ચારિત્રવાળાની અપેક્ષાએ સામાયિકની માફક સમજવુ, છેલ્લા બે ચારિત્રવાળાની અપેક્ષાએ પણ તેમજ સમજવું આ પ્રમાણે પરિહારવિશુદ્ધિક ચારિત્ર પણ સમજવું સૂક્ષ્મસપરાયચારિત્ર, પહેલા ત્રણની અપેક્ષાએ અનતગુણ અધિક જ છે, સૂક્ષ્મસ પરાયાતરની અપેક્ષાએ તુલ્ય, અનતગુણથી હીન, અધિક પણ હોય, યથાખ્યાતની અપેક્ષાએ અનતગુણ હીન છે'

યથાખ્યાતચારિત્ર તો વિજાતીય સયતની અપેક્ષાએ અનતગુણથી અધિક જ, સજાતીય અપેક્ષાથી તો તુલ્ય જ છે એમ સમજવું (૬૯ + ૨૬૩)

योगद्वारे—आद्याश्चत्वारस्संयता योगत्रयवन्त. । यथाख्यातस्तु सयोगी अयोगी चेति ॥ ७० ॥

— યોગદ્વાર —

અર્થ—પ્રથમના ચાર સંયમીઓ, મનવચનકાયરૂપ ત્રણ યોગવાળા હોય છે, યથાખ્યાતચારિત્રી તો સયોગી અને અયોગી હોય છે (૭૦ + ૨૬૪)

उपयोगद्वारे—आद्यास्त्रयो यथाख्याताश्च साकारनिराकारोपयोगवन्तः स्यु सूक्ष्मसम्परायस्तु साकारोपयोग्येवेति ॥ ७१ ॥

— ઉપયોગદ્વાર —

અર્થ—પહેલાના ત્રણ સંયમીઓ અને યથાખ્યાતચારિત્રીઓ સાકાર(જ્ઞાન) નિરાકાર(દર્શન)રૂપ ઉપયોગવાળા હોય છે અને સૂક્ષ્મસંપરાયવાળો તો સાકાર[જ્ઞાન]રૂપ ઉપયોગવાળો જ હોય છે (૭૧ + ૨૬૫)

कषायद्वारे—सामायिकस्सकषाय एव । छेदोपस्थापनीयोप्येवम्, परन्तु श्रेणिगतयोस्तु प्रथम चत्वार कषाया, ततः क्रोधादिषु क्रमेण प्रथमादीन् विहाय त्रयो द्वावेको वा स्यात् । परिहारविशुद्धिकस्तु सकषाय एव श्रेणिप्राप्त्य भावात् । सूक्ष्मसम्परायस्सज्वलनलोभकषायवान् यथाख्यातस्त्वकषायीति ॥ ७२ ॥

— કષાયદ્વાર —

અર્થ—સામાયિકસંયમી, કષાયવાળો જ હોય છે છેદોપસ્થાપનીયસંયમી પણ એ પ્રમાણે સમજવો પરંતુ

શ્રેણીગત સામાયિક, છેદોપસ્થાપનીયવાળાઓમા શ્રેણીના સ્વી કારના પહેલા સંજ્વલન ક્રોધ-માન-માયા, લોભ એમ ચાર કષાયો તેઓમા હોય છે ત્યારબાદ શ્રેણીદ્વારા સંજ્વલન ક્રોધા દિક ક્ષીણ કે ઉપશાત થયે છતે ક્રમથી ક્રોધને છોડી ત્રણ, ક્રોધ, માનને છોડી બે, અથવા ક્રોધ, માન, માયાને છોડી એક કષાય હોય

પરિહારવિશુદ્ધિક ચારિત્રવાળો, કષાયવાળો જ છે કેમકે, શ્રેણીની પ્રાપ્તિનો અભાવ છે

સૂક્ષ્મસંપરાયવાળો, સંજ્વલનલોભકષાયવાળો હોય છે યથાખ્યાતચારિત્રવાળો તો કષાય વગરનો છે એમ સમજવુ (૭૨ + ૨૬૬)

लेश्याद्वार—सामायिकछेदोपस्थापनीयौ षड्विधलेश्यावन्तौ । परिहारविशुद्धिकः शुभलेश्यात्रयवान् । सूक्ष्मसम्पराय श्शुक्लमात्रलेश्यावान् । यथाख्यातस्तु परमशुक्ललेश्यावान्, चतुर्दशगुणस्थाने तु लेश्यारहित इति ॥ ७३ ॥

— લેશ્યાદ્વાર —

અર્થ —સામાયિક, છેદોપસ્થાપનીયવાળાઓ, છ પ્રકારની લેશ્યાવાળાઓ હોય છે

પરિહારવિશુદ્ધિક ચારિત્રવાળો, ત્રણ શુભ લેશ્યાવાળો હોય છે

સૂક્ષ્મસંપરાય ચારિત્રવાળો, માત્ર શુક્લ લેશ્યાવાળો જ

હોય છે યથાખ્યાત ચારિત્રવાળો, અતિ વિશુદ્ધ પરિણામવાળો હોઇ શુક્લધ્યાનના ત્રીજા ભેદમા ઉપયોગી લેશ્યા હોઇ પરમ શુક્લલેશ્યાવાળો કહેવાય છે ચૌદમા ગુણસ્થાનકવર્તી તો લેશ્યા વગરનો જ છે ( ૭૩ + ૨૯૭ )

परिणामद्वारे— सामायिकच्छेदोपस्थापनीयपरिहारविशुद्धिका वर्द्धमानहीयमानस्थिरपरिणामवन्त । सूक्ष्मसम्पराय श्रेण्या वर्धमानो हीयमानश्च स्यान्न स्थिरपरिणामवान् । तत्कालस्तु जघन्यतस्समय एक उत्कृष्टतोऽन्तर्मुहूर्त्तपरिमाण । एवमाद्याना कालो ज्ञेय:, यथाख्यातस्तु न हीयमानपरिणामवान् । वधमानपरिणामककालस्तु जघन्यत उत्कृष्टतश्चान्तमुहूर्त्तमान इति । स्थितिस्तु जघन्येनैकस्समय । उत्कृष्टतस्त्रयोदशगुणस्थानस्थस्य किञ्चिदूनपूर्वकोटीपय न्ता बोध्येति ॥ ७४ ॥

— પરિણામદ્વાર —

અર્થ —સામાયિક, છેદોપસ્થાપનીય અને પરિહારવિશુદ્ધિ ચારિત્રવાળાઓ, વધમાન, હીયમાન, કે સ્થિરપરિણામવાળાઓ હોય છે સૂક્ષ્મસપરાયવાળો, શ્રેણીમા વર્ધમાન અને હીયમાન પરિણામવાળો હોય છે સ્થિરપરિણામવાળો હોતો નથી તેનો કાલ જઘન્યથી એક સમય, ઉત્કૃષ્ટથી અન્તર્મુહૂર્ત્ત પરિણામ વાળો છે એ પ્રમાણે પહેલાના ત્રણ ચારિત્રવાળાઓનો પરિણામનો કાલ સમજવો

યથાખ્યાતચારિત્રવાળાને હીયમાન પરિણામ હોતો નથી

વધમાન પરિણામનો કાલ, જઘન્યથી અને ઉત્કૃષ્ટથી અન્ત મુંહૂર્ત્ત પ્રમાણવાળો સમજવો, જે કેવલજ્ઞાનને ઉત્પન્ન કરનાર છે અને શૈલેશીને પામેલો છે, તેનો આ પ્રમાણેનો કાલ સમ જવો સ્થિતિ તો જઘન્યથી એક સમય ( ઉપશમ અદ્ધાના પ્રથમ સમય પછી તુત જ મરણ હોવાથી ) ઉત્કૃષ્ટથી તેરમા ગુણસ્થાનવર્તીને દેશોનપૂર્વ કોટીપર્ય તની સમજવી કેમકે પૂર્વ કોડવર્ષના આયુષ્યવાળાને જઘન્યથી નવ વર્ષો ગયા પછી કેવલ જ્ઞાન ઉત્પન્ન થાય છે તેથી દેશોનપૂર્વકોટી પર્ય ત અવસ્થિત (સ્થિર) પરિણામવાળો, શૈલેશી પર્ય ત વિચરે છે અને શૈલે શીમા વધમાનપરિણામવાળો હોય છે ( ૭૪ + ૨૬૮ )

बन्धद्वार—सामायिकादयस्त्रयोऽष्टौ कर्मप्रकृतीरायुर्वर्जसप्त कर्मप्रकृतीर्वा बध्नाति । सूक्ष्मसम्परायो मोहनीयायुर्वर्जषट् कर्मप्रकृतीर्बध्नाति । यथाख्यातस्तु एकादशद्वादशत्रयोदश-गुणस्थानेषु वेदनीयमेव बध्नाति । चतुर्दशे तु बन्धरहित एवेति ॥ ७५ ॥

— બ ધદ્વાર —

અર્થ —સામાયિક વિ પહેલાના ત્રણ ચારિત્રવાળાઓ, આઠ પ્રકૃતીઓને અથવા આયુષ્ય સિવાય સાત કર્મ પ્રકૃતીઓને બાધે છે સૂક્ષ્મસ પરાયવાળો, મોહનીય અને આયુ ય સિવાય છ કમ પ્રકૃતિઓને બાધે છે યથાખ્યાત ચારિત્રવાળાઓ-અગ્યારમા, બારમા અને તેરમા ગુણસ્થાનોમા માત્ર વેદનીયકર્મને જ બાધે છે ચૌદમા ગુણસ્થાનમા કર્મનો બ ધ નથી જ એટલે ચૌદમા

( ૭૫ + ૨૬૯ )

वेदनाद्वारे—सामायिकाद्याश्चत्वारोऽष्टौ कर्मप्रकृतीरनुभवन्ति । यथाख्यातस्तु निर्ग्रन्थावस्थाया मोहवर्जसप्तकर्मप्रकृतीना वेदको मोहनीयस्योपशान्तत्वात्क्षीणत्वाद्वा । स्नातकावस्थाया घातिकर्मप्रकृतिक्षयाच्चतसृणा वेदक इति ॥७६॥

— वेदनाद्वार —

અર્થ —પહેલાના સામાયિક વિ  ચાર ચારિત્રવાળાઓ, આઠ કર્મપ્રકૃતિઓને અનુભવે છે યથાખ્યાત ચારિત્રવાળો તો નિર્ગ્રંથ અવસ્થામા મોહનીયકર્મને છોડી સાત કર્મપ્રકૃતિઓનો અનુભવવાળો હોય છે કેમકે, મોહનીયકર્મ, ઉપશાત કે ક્ષીણ હોય છે સ્નાતક અવસ્થામા ઘાતિકર્મપ્રકૃતિઓનો ક્ષય હોવાથી ચાર અઘાતિકર્મપ્રકૃતિઓનો વેદક હોય છે (૭૬ + ૨૭૦)

उदीरणाद्वारे— सामायिकछेदोपस्थापनीयपरिहारविशुद्धिका अष्टौ सप्त षड्वा कर्मप्रकृतीरुदीरयन्ति । सूक्ष्मसम्पराय आयुर्वेदनीयवर्जषट्कर्मप्रकृतीरायुर्वेदनीयमोहवर्जपञ्चकर्मप्रकृतीर्वोदीरयति । यथाख्यातस्तु द्वे वा पञ्च वा कर्मप्रकृतीरुदीरयति चतुर्दशगुणस्थाने त्वनुदीरक इति ॥ ७७ ॥

— ઉદીરણાદ્વાર —

અર્થ —સામાયિક, છેદોપસ્થાપનીય અને પરિહારવિશુદ્ધક, ચારિત્રવાળાઓને, આઠ, સાત, કે ૭ કર્મપ્રકૃતિઓની ઉદીરણા હોય છે

સૂક્ષ્મસ પરાય ચારિત્રવાળાને આયુષ્ય અને વેદનીયને છોડી

છ કર્મપ્રકૃતિઓની ઉદીરણા હોય અથવા આયુષ્ય, વેદનીય અને મોહનીય એમ ત્રણને છોડી પાંચ કર્મપ્રકૃતિઓની ઉદીરણા હોય છે

યથાખ્યાતચારિત્રવાળાને બે અથવા પાંચ કર્મપ્રકૃતિઓની ઉદીરણા હોય છે, ચૌદમા ગુણસ્થાનવર્તીને ઉદીરણા હોતી નથી ચૌદમા ગુણસ્થાનવર્તી તો અનુદીરક કહેવાય છે (૭૭ + ૨૭૧)

उपसम्पद्धानद्वारे—सामायिकस्सामायिकत्वं त्यजन् छेदोपस्थापनीयत्वं सूक्ष्मसम्परायत्वमसंयतत्वं वा प्राप्नुयात् । छेदोपस्थापनीयत्वं त्यजन् सामायिकत्वं परिहारविशुद्धिकत्वं सूक्ष्मसंपरायत्वमसंयतत्वं वा प्राप्नुयात् । परिहारविशुद्धिकः परिहारविशुद्धिकत्वं त्यजन् पुनर्गच्छाद्याश्रयणाच्छेदोपस्थानीयत्वं देशसंयतत्वमसंयतत्वं वा भवेत् । सूक्ष्मसम्परायस्तत्त्वं श्रेणिप्रतिपातेन त्यजन् पूर्वं सामायिकश्चेत्तत्त्वं छेदोपस्थापनायश्चेत्तत्त्वं श्रेणिसमारोहणतो यथाख्याततत्त्वं वा यायात् । यथाख्यातसंयतस्तु तत्त्वं त्यजन् श्रेणिप्रतिपाततो सूक्ष्मसंपरायत्वं असंयमं वा प्रतिपद्यते, उपशान्तमोहत्वे मरणाद्देवत्वोत्पत्तिः स्नातकत्वे तु सिद्धिगतिं प्रतिपद्यत इति ॥ ७८ ॥

— ઉપસંપદ્હાનદ્વાર —

અર્થ—સામાયિકચારિત્રી, સામાયિકપણાનો ત્યાગ કરતો, છેદોપસ્થાપનીયપણાને, સૂક્ષ્મસંપરાયપણાને અથવા અસંયતપણાને પામે

છેદોપસ્થાપનીયચારિત્રી, છેદોપસ્થાપનીયપણાને છોડતો સામાયિકપણાને, પરિહારવિશુદ્ધિકપણાને, સૂક્ષ્મસ પરાયપણાને કે અસ યતપણાને પામે

પરિહારવિશુદ્ધિકચારિત્રી, પરિહારવિશુદ્ધિકપણાને છોડતો, ફરીથી ગચ્છ વિ નો આશ્રય કરવાદ્વારા છેદોપસ્થાપનીયપણાને, દેવત્વની ઉત્પત્તિમા અસ યતપણાને મેળવે

સૂક્ષ્મસ પરાયચારિત્રી, શ્રેણીથી પડતો સૂક્ષ્મસ પરાયપણાને છોડતો, પહેલા સામાયિકચારિત્રી હોય તો સામાયિકપણાને, છેદોપસ્થાપનીયચારિત્રી હોય તો છેદોપસ્થાપનીયપણાને, અથવા શ્રેણિમા ચડતો યથાખ્યાતપણાને પામે

યથાખ્યાતચારિત્રી, શ્રેણિથી પડતો યથાખ્યાતપણાને છોડતો સૂક્ષ્મસ પરાયપણાને કે અસ યમને પામે છે

ઉપશાતમોહપણામા મરણથી દેવપણાની ઉત્પત્તિને અથવા સ્નાતક અવસ્થામા તો સિદ્ધિગતિને પામે છે (૭૮ + ૨૭૨)

सञ्ज्ञाद्वारे— सामायिकछेदोपस्थापनीयपरिहारविशुद्धिका-स्सञ्ज्ञोपयुक्ता नोसंज्ञोपयुक्ता भवन्ति, सञ्ज्ञोपयुक्ता-आहारादिष्वासक्ता, नोसञ्ज्ञोपयुक्ता-आहारादिष्वासक्तिरहिता । सूक्ष्म-सपरायथाख्यातौ तु आहारादिकर्त्वेऽपि नोसञ्ज्ञोपयुक्तौ स्यातामिति ॥ ७९ ॥

— સ જ્ઞાદ્વાર —

અર્થ —સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધિક

ચારિત્રવાળાઓ, સજ્ઞાઉપયુક્ત, નોસજ્ઞાઉપયુક્ત હોય છે સજ્ઞાઉપયુક્ત એટલે આહાર વિ દશવિધ સજ્ઞાઓમા આસક્ત, નોસજ્ઞાઉપયુક્ત એટલે આહાર વિ દશવિધ સજ્ઞાઓમા આસક્તિ વગરના

સૂક્ષ્મસપરાય અને યથાખ્યાતચારિત્રવાળાઓ આહાર વિ કરનારા હોવા છતાય નોસજ્ઞાઉપયુક્ત હોય છે (૭૯ + ૨૭૩)

आहारकद्वार—सामायिकाद्यत्वार आहारका एव, यथाख्यातस्त्रयोदशगुणस्थान यावदाहारकश्चतुर्दशगुणस्थाने कर्वाल समुद्घाततृतीयचतुर्थपञ्चमसमयेष्वनाहारक इति ॥ ८० ॥

— આહારકદ્વાર —

અર્થ—સામાયિક વિ ચાર ચારિત્રવાળાઓ, આહારક [ આહાર કરનારાઓ ] છે, તેરમા ગુણસ્થાનક સુધી યથાખ્યાત ચારિત્રવાળો આહારક છે, ચૌદમા ગુણસ્થાનમા કેવલીસમુદ્ઘાતના ત્રીજા, ચોથા, પાચમા સમયોમા અનાહારક છે (૮૦ + ૨૭૪)

भवद्वार—सामायिको जघन्यत एक भनमुत्कृष्टतोऽष्टौ भवान् गृह्णीयात् । एव छेदोपस्थापनीयोऽपि । परिहार विशुद्धिको जघन्यत एकमुत्कृष्टतस्त्रीन् । एव यथाख्यात यावदिति ॥ ८१ ॥

— ભવદ્વાર —

અર્થ—સામાયિક ચારિત્રવાળો, ઉત્કૃષ્ટ પરિણામથી જે

ક્ષપકશ્રેણિમા આરોહણ કરે તો તે જ ભવમા મોક્ષે જાય છે એ અપેક્ષાએ જઘન્યથી એકભવ, અને જો શ્રેણિ ન માડે તો 'સામાયિકચારિત્રનો સ્પર્શ કરનારો આઠ ભવોનુ ગ્રહણ કરે' એ અપેક્ષાએ ઉત્કૃષ્ટથી આઠ ભવો ગ્રહણ કરેલ છે

એ પ્રમાણે છેદોપસ્થાપનીય ચારિત્રવાળો જાણવો પરિહાર વિશુદ્ધિક ચારિત્રવાળો પરિહારવિશુદ્ધિકપણાને છોડી છેદોપસ્થાપનીયપણાને પામી વિશુદ્ધિવિશેષથી ક્ષપકશ્રેણિ જો માડે તો તે જ ભવે મોક્ષે જાય એ અપેક્ષાએ જઘન્યથી એક ભવ કરે, ઉત્કૃષ્ટથી તો, જો દેવગમન થાય ત્યારે મનુષ્ય થઈ તે જ ભવમા મોક્ષે જાય તે અપેક્ષા એ ત્રણ ભવો કરે

એ પ્રમાણે યથાખ્યાતચારિત્રી, તે જ ભવમા મરીને અનુત્તરદેવપણુ મેળવી ફરીથી મનુષ્ય થઇ સિદ્ધિગતિએ જાય તેથી ત્રણ ભવો સમજવા (૮૧ + ૨૭૫)

आकर्षद्वार—सामायिक एकभवमाश्रित्य जघन्यत एकवार, उत्कृष्टतश्शतपृथक्त्ववार सामायिकसयतत्व प्राप्नोति । छेदोपस्थापनीयो जघन्यत एकवारमुत्कृष्टतो विंशतिपृथक्त्ववार छेदोपस्थापनीयत्व प्राप्नुयात् । परिहारविशुद्धिको जघन्यत एकवारमुत्कृष्टतस्त्रिवार प्राप्नुयात् । सूक्ष्मसम्परायो जघन्यत एकवारमुत्कृष्टतश्चतुरो वारान् प्रतिपद्यते, यथाख्यातस्तु जघन्यत एकवारमुत्कृष्टतो द्विवार यथाख्यातत्व प्राप्नुयादिति ॥ ८२ ॥ अनेकभवाश्रयेण सामायिकस्य जघन्यतो द्विवार उत्कृष्टतस्सहस्रपृथक्त्वमाकर्षा भवन्ति । छेदोपस्थापनीयस्य

जघन्यतो द्विवारमुत्कृष्टतो नवशतादूर्ध्वं सहस्रावध्याकर्षा भवन्ति । परिहारविशुद्धिकस्य जघन्यतो द्विवारमुत्कृष्टतस्त्र्याकर्षाः, सूक्ष्मसम्परायस्य जघन्यतो द्विवारमुत्कृष्टतो नवाकर्षाः यथाख्यातस्य जघन्यतो द्विवारमुत्कृष्टतः पञ्चाकर्षा भवन्तीति ॥ ८३ ॥

— આકર્ષદ્વાર —

અર્થ—આકર્ષ એટલે પહેલા ગ્રહણ કર્યા બાદ મૂકેલ સામાયિકત્વ આદિનું ગ્રહણ

એક ભવની અપેક્ષાએ=સામાયિકચારિત્રી, જઘન્યથી સામાયિકપણાને એક વાર, ઉત્કૃષ્ટથી શતપૃથકૃત્વ વાર [ ૨૦૦ થી ૯૦૦ વાર ] પામે છે

છેદોપસ્થાપનીયચારિત્રી, છેદોપસ્થાપનીયપણાને જઘન્યથી એકવાર, ઉત્કૃષ્ટથી વિંશતિપૃથકૃત્વ વાર બેવીશી [ ૪૦ થી ૧૮૦-નવવીશી વાર ] પામે [ અથવા ૧૨૦ આકર્ષો થાય છે ]

પરિહારવિશુદ્ધિકચારિત્રી, પરિહારવિશુદ્ધિપણાને જઘન્યથી એક વાર અને ઉત્કૃષ્ટથી ત્રણ વાર પામે છે

સૂક્ષ્મસંપરાયચારિત્રી, સૂક્ષ્મસંપરાયપણાને જઘન્યથી એક વાર, અને ઉત્કૃષ્ટથી ઉપશમશ્રેણિદ્વયગત-સંક્લિશ્યમાન વિશુધ્યમાનરૂપ સૂક્ષ્મસંપરાયદ્વયની અપેક્ષાએ ચાર વાર પામે છે

યથાખ્યાતચારિત્રી, યથાખ્યાતપણાને જઘન્યથી એક વાર અને ઉત્કૃષ્ટથી ઉપશમશ્રેણિદ્વયની અપેક્ષાએ બે વાર પામે

નાના ભવની અપેક્ષાએ—

સામાયિકચારિત્રી, સામાયિકપણાને જઘન્યથી બે વાર, અને ઉત્કૃષ્ટથી બે હજારથી નવ હજાર વાર પામે છે

છેદોપસ્થાપનીયચારિત્રી, છેદોપસ્થાપનીયપણાને જઘન્યથી બે વાર અને ઉત્કૃષ્ટથી નવસોથી હજાર વાર પામે

પરિહારવિશુદ્ધિકચારિત્રી, પરિહારવિશુદ્ધિપણાને જઘન્યથી બે વાર અને ઉત્કૃષ્ટથી ૭ વાર પામે છે

સૂક્ષ્મસંપરાયચારિત્રી, સૂક્ષ્મસંપરાયપણાને જઘન્યથી બે વાર અને ઉત્કૃષ્ટથી નવ આકર્ષો (વાર) પામે છે

યથાખ્યાતચારિત્રી, યથાખ્યાતપણાને જઘન્યથી બે વાર, ઉત્કૃષ્ટથી પાંચ વાર પામે છે (૮૨ + ૮૩ – ૨૭૬ + ૨૭૭)

कालमानद्वारे—सामायिकस्य संयमकालमानं जघन्येनैकस्समयं, उत्कृष्टतो देशोन-नववर्षन्यूनपूर्वकोटिं यावत् । एवमेव छेदोपस्थापनीयस्य । परिहारविशुद्धिकस्य जघन्येनैकस्समयः उत्कृष्टत एकोनत्रिंशद्वर्षन्यूनकोटिं यावत् । सूक्ष्मसम्परायस्य जघन्येनैकस्समयं । उत्कृष्टतोऽन्तर्मुहूर्त्तम् । यथाख्यातस्य तु सामायिकस्यैव स्यादिति ॥ ८४ ॥

अनेकजीवापेक्षया तु सामायिकास्सर्वदा भवेयुः । छेदोपस्थापनीया जघन्यतस्सार्धद्विशतवर्षपर्यन्तमुत्कृष्टत पञ्चाशल्लक्ष कोटिसागरोपमं यावत्स्यु । परिहारविशुद्धिका जघन्येन

किञ्चिदूनद्विशतवर्षकालमुत्कृष्टत किञ्चिदूनद्विपूर्वकोटिकाल पर्यन्त स्युः ॥ ८५ ॥

— કાલમાનદ્વાર —

અર્થ —એક જીવની અપેક્ષાએ સામા સ યમ કચારિત્રીનુયિ કાલમાન, જઘન્યથી એક સમય, ઉત્કૃષ્ટથી દેશોનપૂર્વ કોડ સુધીનું માન જાણવું

એ પ્રમાણે છેદોપસ્થાપનીયનું કાલમાન સમજવું પરિહાર વિશુદ્ધિકચારિત્રીનુ સ યમકાલમાન, જઘન્યથી એક સમય, ઉત્કૃષ્ટથી ૨૯ વર્ષ ન્યૂન(પૂર્વ)કોડ વર્ષ સુધીનું કાલમાન જાણવું

સૂક્ષ્મસ પરાયચારિત્રીનું સ યમકાલમાન, જઘ યથી એક સમય, ઉત્કૃષ્ટથી અન્તમુહૂર્ત્તનું માન જાણવું

યથાખ્યાતચારિત્રીનુ સ યમકાલમાન, સામાયિકની માફક જાણવું અહીં ક્ષીણમોહની અપેક્ષાએ, ઉત્કૃષ્ટથી દેશોનપૂવ કોટી પ્રમાણ જાણવું

નાના જીવની અપેક્ષાએ—

સામાયિકચારિત્રીઓ સર્વદા હોય છે છેદોપસ્થાપનીય ચારિત્રીઓનું જઘન્યથી અઢીસો (૨૫૦) વર્ષનું સ યમકાલમાન જાણવું, કેમકે ઉત્સર્પિણીમા પ્રથમ તીર્થંકરના શાસનનું માન તેટલુ જ છે ઉત્કૃષ્ટથી અવસર્પિણીમા પ્રથમ તીર્થંકરના શાસનનું માન પચ્ચાસલાખકોડ સાગરોપમ સુધીનું હોઈ સ યમકાલમાન પચ્ચાસલાખકોડ સાગરોપમ સુધીનું જાણવું

પરિહારવિશુદ્ધિકચારિત્રીઓનું સયમકાલમાન, જઘન્યથી દેશોન બસો (૨૦૦) વર્ષનું કાલમાન જાણુવું ઉત્કૃષ્ટથી દેશોન બેપૂર્વ કોડકાલ સુધીનું જાણુવુ ( ૮૪ + ૮૫ – ૨૭૮ + ૨૭૯ )

अन्तरद्वारे—एकस्य सयमग्रहणानन्तरमन्यस्य सयमग्रहणे जघन्यत एकसमय उत्कृष्टतस्सख्यातवर्षाण्यन्तरकाल । एव यथाख्यातपर्यन्त योज्य ॥ ८६ ॥

सामायिकैश्शून्य कालो नास्त्येव । छेदोपस्थापनीयैश्शून्य कालो जघन्येन त्रिषष्टिसहस्रवर्षाण्युत्कृष्टतोऽष्टादश कोटाकोटिसागरोपम । परिहारविशुद्धिरहित कालो जघन्येन चतुरशीतिसहस्रवर्षाण्युत्कृष्टतोऽष्टादशकोटाकोटिसागरोपम । सूक्ष्मसम्परायरहित कालो जघन्येनैकसमय, उत्कृष्टतष्षण्मासा । यथाख्यातरहित कालो नास्त्येवेति ॥८७॥

— અન્તરદ્વાર —

અર્થ—એકના સયમના ગ્રહણુ બાદ બીજાને સયમ ગ્રહણુમા જઘન્યથી એક સમયનો અને ઉત્કૃષ્ટથી સખ્યાતા વર્ષોનો અતરકાલ જાણુવો આ પ્રમાણે યથાખ્યાત પર્યંત સમજવું

એક જીવની અપેક્ષાએ તો એ વિશેષ છે કે, સામાયિક ચારિત્રી, સામાયિકપણુ છોડી ફરીથી ગ્રહણુ કરવામા જઘન્યથી અતર, અન્તર્મુહૂર્તનું છે અને ઉત્કૃષ્ટથી અનતકાલ સુધીનુ અતર સમજવું

આ પ્રમાણે સર્વ ચારિત્રોનું સમજવું કેમકે, આ ઉત્કૃષ્ટ અંતર, તીર્થંકર ગણધર આદિ મહાપુરુષોની ઘોર આશાતના દ્વારા જૈનશાસનની અવહેલના, ઉડ્ડાહ કરનારાઓની અપેક્ષાએ સમજવાનું છે

સામાયિકથી શૂન્યકાલ નથી જ, છેદોપસ્થાપનીયથી શૂન્ય કાલ, જઘન્યથી ત્રેસઠ (૬૩) હજાર વર્ષ સુધીનો અને ઉત્કૃષ્ટથી અઢાર (૧૮) કોટાકોટી સાગરોપમપ્રમાણનો છે

પરિહારવિશુદ્ધિથી રહિત કાલ, જઘન્યથી ચોરાશી (૮૪) હજાર વર્ષ પર્યંતનો અને ઉત્કૃષ્ટથી અઢાર (૧૮) કોટાકોટિ સાગરોપમ પ્રમાણનો છે

સૂક્ષ્મસંપરાયથી રહિત કાલ, જઘન્યથી એક સમયનો અને ઉત્કૃષ્ટથી છ (૬) માસ સુધીનો છે

યથાખ્યાત વગરનો કાલ નથી જ (૮૬+૮૭-૨૮૦+૨૮૧)

समुद्घातद्वार—सामायिकच्छेदोपस्थापनीययोर्वेदनाकषायमरणवैक्रियतैजसाऽऽहारकाख्याः षट् समुद्घाता भवन्ति । परिहारविशुद्धिकस्य वेदनाकषायमरणात्मकास्त्रयः । सूक्ष्मसम्परायस्य न कोऽपि । यथाख्यातस्य केवलिसमुद्घात एव भवेदिति ॥ ८८ ॥

— સમુદ્ઘાતદ્વાર —

અર્થ —સામાયિક, છેદોપસ્થાપનીયચારિત્રીઓને વેદના,

કષાય, મરણ, વૈક્રિય, તૈજસ, આહારક એમ છ સમુદ્ઘાતો હોય છે

પરિહારવિશુદ્ધિકચારિત્રીને વેદના, કષાય, મરણ એમ ત્રણ સમુદ્ઘાતો હોય છે

સૂક્ષ્મસ પરાયવાળાને કોઈ પણ સમુદ્ઘાત જ નથી

યથાખ્યાતચારિત્રીને ફક્ત કેવલી સમુદ્ઘાત જ હોય (૮૮ + ૨૮૨)

क्षेत्रद्वारे—सामायिकच्छेदोपस्थापनीयपरिहारविशुद्धिक सूक्ष्मसम्परायाः लोकस्याऽसख्यातभागे स्युः । यथाख्यातस्त्व सख्यातभागे असख्यातभागेषु केवलिसमुद्‌घातापेक्षया सर्वलोकव्याप्तश्च स्यादिति ॥ ८९ ॥

— ક્ષેત્રદ્વાર —

અર્થ —સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધિક, સૂક્ષ્મસ પરાયચારિત્રીઓ, લોકના અસખ્યાતમા ભાગમા હોય યથાખ્યાતચારિત્રી તો અસખ્યાતમા ભાગે હોય છે અને કેવલી સમુદ્ઘાતની અપેક્ષાએ અસખ્યાત ભાગોમા અને સર્વલોક વ્યાપી થાય (૮૯ + ૨૮૩)

स्पर्शनाद्वारे—सामायिकादयो यावत्सु भागेषु लोकस्य स्युस्ते तावतो भागान् स्पृशेयु । समीपवर्त्तिप्रदेशभागस्पर्शनेन च किञ्चिदधिकानपीति ॥ ९० ॥

— સ્પર્શનાદ્વાર —

અર્થ—સામાયિક વિગેરે ચારિત્રીઓ, લોકના જેટલા ભાગોમા હોય તેઓ તેટલા ભાગોને સ્પર્શ કરે છે વળી અવગાહક્ષેત્રની અત્યંત સમીપવર્તી પાર્શ્વભાગ [ બાજુના ભાગ ] ને સ્પર્શે છે અવગાહનાનો વિષય ક્ષેત્ર છે જ્યારે સ્પર્શનાનો વિષયઅવગાહક્ષેત્રના પાર્શ્વ નો ભાગ છે એટલી વિશેષતા સમજવી ( ૯૦ + ૨૮૪ )

भावद्वारे—सामायिकाद्याश्चत्वार क्षायोपशमिकभावे स्युः। यथाख्यातस्त्वौपशमिक क्षायिके च स्यादिति ॥ ९१ ॥

— ભાવદ્વાર —

અર્થ—સામાયિક વિગેરે ચાર ચારિત્રીઓ, ક્ષાયોપશમિક ભાવમા હોય છે યથાખ્યાતચારિત્રી તો ઔપશમિક અને ક્ષાયિકભાવમા હોય છે ( ૯૧ + ૨૮૫ )

परिमाणद्वारे—सामायिका प्रतिपद्यमानापेक्षयैकस्मिन् काले कदाचिद्भवेयु कदाचिच्च न । यदा भवेयुस्तदा जघन्येनैको द्वौ त्रयो वा, उत्कृष्टतो द्विसहस्राद्यावन्नवसहस्रम् । पूर्वप्रतिपन्नापेक्षया जघन्यत उत्कृष्टतश्च द्विसहस्रकोटीतो याव नवसहस्रकोटि भवेयु । छेदोपस्थापनीयास्तु प्रतिपद्यमाना पेक्षया कदापि स्यु कदापि न । यदा स्युस्तदा जघन्येनैको द्वौ त्रयो वोत्कृष्टतो द्विशताद्यावन्नवशतम् । प्रतिपन्नापेक्षया तु क्वचिच्च स्यु क्वचिच्च जघन्येनोत्कृष्टतश्च द्विशताद्यावन्नव शतकोटि ॥

परिहारविशुद्धिका अप्येवमेव, किन्तु प्रतिपद्यमानकाः जघन्येनैको द्वौ त्रयः उत्कर्षेण च द्विसहस्रात्रवसहस्रमपि। सूक्ष्मसम्परायाश्च कदाचिन्न स्युः कदाचिच्च जघन्येनैको द्वौ त्रयः उत्कृष्टेन क्षपकश्रेण्यामष्टोत्तरशतमुपशमश्रेण्यां चतुःपञ्चाशत् स्युः। प्रतिपन्नापेक्षया कदाचिन्न स्युः, कदाचिज्जघन्येनैको द्वौ त्रयः, उत्कृष्टता द्विशतान्नवशतं यावत्स्युः यथाख्यातस्तु सूक्ष्मसम्परायवत्। प्रतिपन्नापेक्षया तु जघन्येनोत्कृष्टतश्च द्विकोटीतो यावन्नवकोटि भवेयुरिति ॥ ९३ ॥

— પરિમાણદ્વાર —

અર્થ—સામાયિકચારિત્રીઓ, પ્રતિપદ્યમાનની અપેક્ષાએ એક કાલમાં કદાચ હોય ખરા અને ન પણ હોય, જ્યારે હોય ત્યારે જઘન્યથી એક, બે અથવા ત્રણ, ઉત્કૃષ્ટથી બે-હજારથી નવહજાર

પૂર્વપ્રતિપન્ન અપેક્ષાએ=જઘન્યથી અને ઉત્કૃષ્ટથી બે હજાર ક્રોડથી નવ હજાર ક્રોડ હોય છે

છેદોપસ્થાપનીયચારિત્રીઓ=પ્રતિપદ્યમાનની અપેક્ષાએ કદાચ હોય ખરા, કદાચ ન પણ હોય જ્યારે હોય ત્યારે જઘન્યથી એક, બે, ત્રણ, ઉત્કૃષ્ટથી બસોથી નવસો હોય છે

પ્રતિપન્ન અપેક્ષાએ=કદાચિત્ ન હોય અને કવચિત્ જઘન્યથી અને ઉત્કૃષ્ટથી બસો થી નવસો [ ૨૦૦ થી ૯૦૦ ] ક્રોડ હોય છે

પરિહારવિશુદ્ધિકચારિત્રીઓ=પ્રતિપદ્યમાનની અપેક્ષાએ છેદોપ-સ્થાપનીયચારિત્રીની માફક સમજવું પરંતુ પ્રતિપન્નની અપેક્ષાએ જઘન્યની એક, બે ત્રણ હોય છે ઉત્કૃષ્ટથી બે હજારથી નવ હજાર

સૂક્ષ્મસંપરાયચારિત્રીઓ=કવચિત્ ન હોય અને કવચિત્ જઘન્યથી એક, બે, ત્રણ અને ઉત્કૃષ્ટથી ક્ષપકશ્રેણિમાં ૧૦૮ [ એકસો-આઠ ] અને ઉપશમશ્રેણિમાં ચોપન [ ૫૪ ] હોય છે પ્રતિપન્ન અપેક્ષાએ કવચિત્ ન હોય અને કવચિત્ જઘન્યથી એક, બે, ત્રણ અને ઉત્કૃષ્ટથી બસો થી નવસો [ ૨૦૦ થી ૯૦૦ ] હોય છે

યથાખ્યાતચારિત્રી, સૂક્ષ્મસંપરાયચારિત્રીની માફક સમજવો પરંતુ પ્રતિપન્ન અપેક્ષાએ—જઘન્યથી અને ઉત્કૃષ્ટથી બે ક્રોડથી નવ ક્રોડ હોય છે

( ૯૨ + ૯૩ - ૨૮૬ + ૨૮૭ )

अल्पबहुत्वद्वार—पञ्चसु संयतेषु सर्वेभ्योऽल्पास्सूक्ष्मसम्पराया, तेभ्यो परिहारविशुद्धिका सङ्ख्यातगुणास्तेभ्यो यथाख्यातास्सङ्ख्यातगुणा, तेभ्योऽपि छेदोपस्थापनीयास्सङ्ख्यातगुणा तभ्योऽपि च सामायिकास्सङ्ख्यातगुणा बोध्या इति । इति षट्त्रिंशद् द्वाराणि । इति संयतत्त्वम् ॥ ९४ ॥

— અલ્પબહુત્વદ્વાર —

અર્થ—પાંચેય સંયમીઓમાં તમામથી થોડા સૂક્ષ્મસં૫

सर्वविरताना साभिलाष कर्मक्षयाय कृतप्रयत्नानां च कर्मणा विध्वंस सा सकामा । मिथ्यादृष्टीनामैहिकसुखाय कृत प्रयत्नानां तपस्यादिना कर्मणा विध्वंसोऽकामा ॥ ३ ॥

અર્થ —આ 'વિધ્વંસ' વિપાક [ રસ ]ના ઉદયથી અને પ્રદેશોદયથી એમ બે પ્રકારે થાય છે

' વિપાકોદય ' મિથ્યાત્વ વિગેરે હેતુઓથી બાંધેલા, જઘન્ય કે ઉત્કૃષ્ટ સ્થિતિવાળા–તીવ્ર કે મંદરસવાળા અબાધાકાલના ક્ષયરૂપ સ્વભાવથી અથવા ઉદીરણાકરણથી ઉદયાવલિકામાં દાખલ થયેલા, જ્ઞાનાવરણીયાદિ કર્મપુદ્ગલોનો રસના ઉદયપૂર્વક અનુભવ તે ' વિપાકોદય ' કહેવાય છે

પ્રદેશાનુભવ=ઉદયને નહીં પામેલી કર્મપ્રકૃતિના દલિકનો, ઉદય પામેલી સમાનકાલીન, સજાતીય પ્રકૃતિમાં સંક્રમાવીને અનુભવ કરવો તે 'પ્રદેશાનુભવ' કહેવાય છે તે આ નિર્જરા, સકામ–અકામભેદથી બે પ્રકારે છે

સકામા=ઇચ્છાપૂર્વક કર્મક્ષયાર્થે પ્રયત્નશીલ, સમ્યગ્દષ્ટિ, દેશ સર્વવિરતોનો જે કર્મોનો વિધ્વંસ તે 'સકામનિર્જરા'

અકામા=ઐહિક [ દુન્યવી ] સુખાર્થે પ્રયત્નશીલ, મિથ્યાદષ્ટિ ઓના તપશ્ચર્યા વિગેરેથી કર્મોનો વિધ્વંસ ' અકામ નિર્જરા ' કહેવાય છે ( ૨ + ૩ – ૨૯૦ + ૨૯૧ )

आत्मप्रदेशेभ्यः कर्मणा निजरण द्रव्यनिजरा, निर्जरा-निमित्तशुभाध्यवसायो भावनिजरा ॥ ४ ॥

અર્થ—દ્રવ્યનિર્જરા=આત્મપ્રદેશમાથી કર્મપુદ્ગલોનું પૃથક્ કરવું-છૂટું પાડવું તે 'દ્રવ્યનિર્જરા'

ભાવનિર્જરા=નિર્જરાના નિમિત્તભૂત [ શુભ ] શુદ્ધ અધ્યવસાય 'ભાવનિર્જરા' કહેવાય છે ( ૪ + ૨૯૨ )

शरीरवृत्तिरसादिधातुकर्मायतरसन्तपन तप ॥ ५ ॥

અર્થ—તપ=શરીરસ્થ રસાદિ ધાતુના અને આત્મસ્થ કર્મોના નીરસીકરણમા કારણભૂત પ્રવૃત્તિ 'તપ' કહેવાય છે ( ૫ + ૨૯૩ )

तत्र बाह्यतपासि अनशनोदरिकावृत्तिसक्षेपरसत्यागकाय क्लेशसलीनतारूपेण षड्विधानि ॥ ६ ॥

અર્થ—બાહ્યતપ=ત્યા-તપના પ્રકરણમા અનશન, ઉનોદરિકા, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ, સલીનતારૂપે બાહ્યતપ, છ [ ૬ ] પ્રકારનો છે ( ૬ + ૨૯૪ )

इत्वर यावज्जीव वाऽऽहारपरित्यागोऽनशनम् ॥ ७ ॥

स्वाहारपरिमाणादल्पाहारपरिग्रहणमूनोदरिका ॥ ८ ॥

नानाविधाभिग्रहधारणेन भिक्षावृत्ते प्रतिरोधन वृत्तिसक्षेप ॥ ९ ॥

रसवत्पदार्थेषु द्वित्रादीना त्यागपुरस्सर विरसरूक्षाद्याहार-ग्रहण रसत्याग ॥१०॥

कशोल्लुञ्चनादिक्लेशसहन कायक्लेश ॥ ११ ॥

इन्द्रिययोगकषायादीन्नियम्य विविक्तस्थानासेवन संलीनता, सा चतुर्विधा इन्द्रियकषाययोगविविक्तचर्याभेदात् ॥१२॥

અર્થ —(૧) અનશન=પરિમિતકાલ સુધી કે યાવજ્જીવ સુધી આહારનો ત્યાગ 'અનશન' કહેવાય છે

(૨) ઉનોદરિતા=જે પુરુષનુ જેટલુ આહારનુ પરિમાણ છે તેના કરતા થોડો આહાર લેવો તે 'ઉનોદરિતા'

(૩) વૃત્તિસક્ષેપ=આગમવિહિત નાનાવિધ નિયમોના ધારવાપૂર્વક ભિક્ષાવૃત્તિમા પ્રતિરોધ કરવો 'વૃત્તિ સક્ષેપ'

(૪) રસત્યાગ=રસવાળા પદાર્થોમાથી બે, ત્રણ વિગેરે પદાર્થોના ત્યાગપૂર્વક નીરસ રૂક્ષ વિગેરે આહારનુ ગ્રહણ તે 'રસત્યાગ'

(૫) કાયક્લેશ=આગમઅનુસારી કેશનો લોચ, કાયોત્સર્ગ, આતાપના વિગેરેથી થનારા ક્લેશનુ સહન કરવું 'કાયક્લેશ' કહેવાય છે

(૬) સલીનતા=ઇન્દ્રિય, કષાય, યોગના નિયમનપૂર્વક નિર્જન, બાધારહિત સ્થાનનું સેવન કરવું 'સલીનતા' કહેવાય છે તે સલીનતા=ઇન્દ્રિય, કષાય, યોગ, વિવિક્ત ચર્યા [સ્થાન]ના ભેદથી ચાર પ્રકારની જાણવી (૭ થી ૧૨ – ૨૯૫ થી ૩૦૦)

प्राप्तेन्द्रियविषयेष्वरक्तद्विष्टताभाव इन्द्रियसंलीनता । अनुदितक्रोधस्योदयनिरोध मासोदयस्य नैष्फल्यकरण कषायसंलीनता । कुशलाकुशलयोगानां प्रवृत्तिनिवृत्ती योगसंलीनता । शून्यागारादौ निर्बाधे स्त्र्यादिवर्जिते स्थाने स्थितिर्विविक्तचर्यासंलीनता ॥ १३ ॥

અર્થ —ઇન્દ્રિયસ લીનતા=પ્રાપ્ત થયેલ ઇન્દ્રિયોના ઇષ્ટાનિષ્ટ વિષયોમા રાગ અને દ્વેષને અભાવ

કષાયસ લીનતા=ઉદયમા નહીં આવેલા ક્રોધના ઉદયનો નિરોધ કરવો ઉદયમા આવેલા ક્રોધને નિષ્ફલ કરવો 'કષાયસ લીનતા'

યોગસ લીનતા=શુભ યોગમા પ્રવૃત્તિ, અશુભ યોગથી નિવૃત્તિ 'યોગસ લીનતા' કહેવાય છે

વિવિક્તચર્યાસ લીનતા=શૂન્ય આગાર વિગેરેમા બાધારહિત, સ્ત્રી આદિ વર્જિત સ્થાનમા રહેવુ તે 'વિવિક્તચર્યા સ લીનતા' કહેવાય છે (૧૩ + ૩૦૧)

प्रायश्चित्तविनयवैयावृत्यस्वाध्यायध्यानोत्सर्गाण्याभ्यन्तरतपांसि ॥ १४ ॥

અર્થ —અભ્ય તરતપ=પ્રાયશ્ચિત, વિનય, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, ધ્યાન, ઉત્સર્ગ એમ છ પ્રકારને 'અભ્ય તરતપ' કહેવાય છે (૧૪ + ૩૦૨)

अतिचारविशुद्धिजनकानुष्ठानं प्रायश्चित्तम् । तथाऽऽलोचन-

प्रतिक्रमणमिश्रविवेकव्युत्सर्गतपश्छेदमूलानवस्थाप्यपाराञ्चितभेदाद्दशविधम् ॥ १५ ॥

અર્થ —(૧) પ્રાયશ્ચિત્ત=અતિચારોની વિશુદ્ધિ કરનારૂં અનુષ્ઠાન 'પ્રાયશ્ચિત્ત' કહેવાય છે તે પ્રાયશ્ચિત્ત આલોચન, પ્રતિક્રમણ, મિશ્ર વિવેક, વ્યુત્સર્ગ, તપ, છેદ, મૂલ, અનવસ્થાપ્ય, પારાચિત ભેદથી દશ પ્રકારનું છે (૧૫ + ૩૦૩)

गुर्वभिमुखं समर्याद स्वापराधप्रकटनमालोचनम् ॥१६॥

અર્થ —(૧) આલોચન=મર્યાદાપૂર્વક ગુરુની સન્મુખ પોતાના અપરાધો પ્રગટ કરવા તે 'આલોચન' કહેવાય છે (૧૬ + ૩૦૪)

अतिचारात्प्रतिनिवर्तनं प्रतिक्रमणम् ॥ १७ ॥

અર્થ —(૨) પ્રતિક્રમણ=મિચ્છામિ દુક્કડં દેવા માત્રથી શુદ્ધિ કરનારૂં અર્થાત્ અતિચારથી પાછા હઠવારૂપ 'હવેથી હું અતિચારને નહિ સેવું' એવી પ્રતિજ્ઞાપૂર્વક અતિચારની શુદ્ધિ 'પ્રતિક્રમણ' પ્રાયશ્ચિત્ત કહેવાય છે (૧૭ + ૩૦૫)

उभयात्मकं मिश्रम् ॥ १८ ॥

અર્થ —(૩) મિશ્ર=આલોચનવિશિષ્ટ પ્રતિક્રમણ 'મિશ્ર' કહેવાય છે (૧૮ + ૩૦૬)

गृहीतवस्तुनोऽवगतदोषत्वे परित्यजनं विवेकः ॥ १९ ॥

અર્થ —(૪) વિવેક=ગ્રહણ કરેલી વસ્તુનો દોષ જાણ્યા બાદ ત્યાગ 'વિવેક' કહેવાય છે (૧૯ + ૩૦૭)

गमनागमनादिषु विशिष्टचित्तैकाग्र्यपूर्वकं योगव्यापार-परित्यागो व्युत्सर्गः ॥ २० ॥

અર્થ —(૫) વ્યુત્સર્ગ=ગમનાગમન દુસ્વપ્ન વિગેરે વિષય ઉપસ્થિત થતા વિશિષ્ટ ચિંતનની એકાગ્રતાપૂર્વક યોગવ્યાપાર-નિરોધ અર્થાત્ કાયોત્સગ કરવો તે 'વ્યુત્સગ' કહેવાય છે (૨૦ + ૩૦૮)

छेदग्रन्थजीतकल्पानुसारेण गुरुनिर्दिष्टानुष्ठानविशेषस्तपः ॥ २१ ॥

અર્થ —(૬) તપ=છેદગ્રંથ, જીતકલ્પના અનુસારે ગુરુએ આપેલ છ મહીના સુધીનો નીવી વિગેરે જે તપ તે 'તપ' પ્રાયશ્ચિત્ત કહેવાય છે (૨૧ + ૩૦૯)

तपसा दुर्दमस्य दिवसमासादिक्रमेण श्रमणपर्यायापनयनं छेदः ॥ २२ ॥

અર્થ —(૭) છેદ=જે તપથી વિશુદ્ધિ અશક્ય થતા દિવસ માસ વિ ના ક્રમથી શ્રમણપર્યાય કાપવો તે 'છેદ' પ્રાયશ્ચિત્ત (૨૨ + ૩૧૦)

प्रारम्भतः पुनर्महाव्रतारोपणं मूलम् ॥ २३ ॥

અર્થ —(૮) મૂલ=ફરીથી, શરૂઆતથી, મહાવ્રતોનું આરોપણ કરવું તે 'મૂલ' કહેવાય છે (૨૩ + ૩૧૧)

अकृततपोविशेषस्य दुष्टतरस्य कियत्कालं व्रतानारोपणमनवस्थाप्यम् ॥ २४ ॥

અર્થ —(૯) 'અનવસ્થાપ્ય'=તપવિશેષને નહિ કરનાર અત્યંત દુષ્ટમાં કેટલાક કાલ સુધી વ્રતોનું આરોપણ નહીં કરવું તે 'અનવસ્થાપ્ય' [ ઉપસ્થાપના ] પ્રાયશ્ચિત્ત કહેવાય છે ( ૨૪ + ૩૧૨ )

राजवधादितीर्थकराद्याशातनाकरणेन यावद् द्वादशवर्षमतिचारपारगमनतो राजप्रतिबोधादिप्रवचनप्रभावनया पुन प्रव्राजनं पाराञ्चितम् ॥ २५ ॥

અર્થ —(૧૦) પારાંચિત=રાજાનો વધ, સ્વસાધુનો ઘાત તીર્થંકર વિ૦ની આશાતના કરનારને ઉત્કૃષ્ટ બારવર્ષ પર્યંત, અતિચારનો પાર પામવાથી રાજાના પ્રતિબોધ વિ૦ પ્રવચન પ્રભાવનાદ્વારા ફરીથી દીક્ષા આપવી તે 'પારાંચિત' પ્રાયશ્ચિત્ત કહેવાય છે ( ૨૫ + ૩૧૩ )

ज्ञानदर्शनचारित्रोपचारान्यतमो विनय, तत्र नम्रतापूर्वकं ज्ञानाभ्यासो ज्ञानविनय । जिनेन्द्रोक्तपदार्थेषु निश्शङ्कितत्वं दर्शनविनय । श्रद्धयाऽनुष्ठानेन च चारित्रस्य प्ररूपणं चारित्रविनय, गुणाधिकेष्वभ्युत्थानाद्यनुष्ठानमुपचारविनय ॥ २६ ॥

અર્થ —(૨) વિનય=જ્ઞાન દર્શન, ચારિત્ર, ઉપચારમાથી કોઈ એક 'વિનય' કહેવાય છે

જ્ઞાનવિનય=નમ્રતાપૂર્વક જ્ઞાનનો અભ્યાસ 'જ્ઞાનવિનય'

દર્શનવિનય=જિનેન્દ્ર ભગવતે કહેલા પદાર્થોમા શકાનો અભાવ

ચારિત્રવિનય=શ્રદ્ધાપૂર્વક ચારિત્રનું અનુષ્ઠાન તથા યથાર્થ ચારિત્રનુ પ્રરૂપણ 'ચારિત્રવિનય' છે

ઉપચારવિનય=અધિક ગુણવ તો તરફ-રત્નાધિકો તરફ ઉભા થવું, સામા જવું, હાથ જોડવા, વ દન, પાછળ ચાલવું વિ અનુષ્ઠાન 'ઉપચારવિનય' (૨૬ + ૩૧૪)

प्रभुसिद्धा तोदितसेवाद्यनुष्ठानप्रवृत्तिमद्य वैयावृत्त्यम् । तथा चार्योपाध्यायतपस्विशैक्षकग्लानकुलगणसघसाधुसमनोज्ञभेदाद्-दशविधम् । एतल्लक्षणान्यग्रे वक्ष्यन्ते ॥ २७ ॥

અર્થ —(૩) વૈયાવૃત્ય=પ્રભુના સિદ્ધાતમા કહેલ સેવાદિરૂપ અનુષ્ઠાનોમા પ્રવૃત્તિ કે તથાવિધ પરિણામ 'વૈયાવૃત્ય' કહેવાય

તે વૈયાવૃત્ય, આચાર્ય, ઉપાધ્યાય, તપસ્વિ, શૈક્ષક ગ્લાન કુલ ગણ સ ઘ, સાધુ સમનોજ્ઞ ભેદથી દશ પ્રકારનું છે આના લક્ષણો આગળ કહેવાશે (૨૭ + ૩૧૫)

कालादिमर्यादयाऽध्ययन स्वाध्याय ॥ २८ ॥

અર્થ —(૪) સ્વાધ્યાય=શાસ્ત્રવિહિત કાલ વિ મર્યાદાપૂર્વક અધ્યયન 'સ્વાધ્યાય' કહેવાય છે (૨૮ + ૩૧૬)

चेतसो योगनिरोधपूर्वकैकविषयस्थिरतापादनं ध्यानं, योगनिरोध केवलिना ध्यानम् ॥ २९ ॥

અર્થ—(૫) ધ્યાન=મન વચન કાયાના વ્યાપારરૂપ ત્રણ યોગના નિરોધપૂર્વક જ્ઞાન [ચિંતાત્મકજ્ઞાન]ની એક વિષયમાં સ્થિરતા કરવી તે 'ધ્યાન' કહેવાય છે કેવળીઓને યોગનિરોધરૂપી ધ્યાન હોય છે (૨૯ + ૩૧૭)

सदार्तरौद्रधर्मशुक्लभेदेन चतुर्विधम् ॥ ३० ॥

અર્થ—તે ધ્યાન, આર્ત્ત, રૌદ્ર, ધર્મ, શુક્લભેદથી ચાર પ્રકારનુ છે (૩૦ + ૩૧૮)

इष्टानिष्टवियोगसंयोगरोगनिदानान्यतमविषयक सोद्वेगचिन्तनमार्त्तम् । षष्ठगुणस्थान यावदिद भवति ॥ ३१ ॥

અર્થ—આર્ત્તધ્યાન=ઇષ્ટવિષય વિયોગવિષયક, અનિષ્ટવિષય સ યોગવિષયક, રોગવિષયક કે નિદાનવિષયક [સાંસારિકસુખ કારણ] ઉદ્વેગપૂર્વક ચિંતન 'આર્ત્તધ્યાન' કહેવાય છે આ ધ્યાન છઠ્ઠા ગુણસ્થાનક સુધી હોય છે (૩૧ + ૩૧૯)

हिंसाऽसत्यस्तेयसरक्षणान्यतमानुबन्धिचिन्तनं रौद्रम् । आपञ्चममेतत् ॥ ३२ ॥

અર્થ—રૌદ્રધ્યાન=હિંસાનુબંધી, [નિમિત્ત] અસત્યાનુબંધી, સ્તેયાનુબંધી, કે સરક્ષણાનુબંધી ચિંતન 'રૌદ્રધ્યાન' કહેવાય છે (૩૨ + ૩૨૦)

न्तरसङ्क्रान्तिसहितमेकद्रव्ये उत्पादादिपर्यायाणामनेकनयैरनु चिन्तनं पृथक्त्ववितर्कम् । इदं सविचारम् ॥ ३५ ॥

અર્થ—પૃથક્ત્વવિતર્ક=પૂર્વધરોને પૂર્વના શ્રુતના અનુસારે, પૂર્વધર સિવાયના આત્માઓને પૂર્વ શ્રુત સિવાય [અન્ય શ્રુતના આધારે] અર્થ, [દ્રવ્ય કે પર્યાય] થી અર્થાંતરસંક્રાંતિ વ્યંજન [દ્રવ્ય કે પર્યાયવાચક શબ્દ] થી વ્યંજનાંતર સંક્રાંતિ, યોગ [મન વચન કાયાનો વ્યાપાર] થી યોગાંતર સંક્રાંતિ [પરિવર્તન] સહિત, એક દ્રવ્યમાં [આત્મા કે પુદ્ગલ વિ દ્રવ્યમાં] ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય વિ અનેક યથા યોગ્ય પર્યાયોનું દ્રવ્યાસ્તિક વિ અનેક નયોથી અનુચિંતન [સ્મરણ] 'પૃથક્ત્વવિતર્ક' શુકલધ્યાન કહેવાય છે

આ ધ્યાન 'સવિચાર' કહેવાય છે

(૩૫ + ૩૨૩)

पूर्वविदा पूर्वश्रुतानुसारेणाऽन्येषां तद्भिन्नश्रुतानुसारेणार्थ व्यञ्जनयोगान्तरसङ्क्रान्तिरहितमेकद्रव्ये एकपर्यायविषयानु-चिन्तनमेकत्ववितर्कम् । इदं त्वविचारम् ॥ ३६ ॥

અર્થ—એકત્વવિતર્ક=પૂર્વધરોને પૂર્વશ્રુતના અનુસારે, પૂર્વધર શિવાયના આત્માઓને પૂર્વશ્રુતભિન્ન શ્રુતના અનુસારે અર્થાંતરસંક્રાંતિ, વ્યંજનાંતરસંક્રાંતિ, યોગાંતરસંક્રાંતિથી રહિત, અભેદથી એક દ્રવ્યમાં, દ્રવ્યાભિન્ન પર્યાયવિષયક કે પર્યાયાભિન્ન દ્રવ્ય

વિષયક અનુચિંતન [ સ્મરણ ] ' એકત્વવિતર્ક '
શુક્લધ્યાન કહેવાય છે
આ ધ્યાન ' અવિચાર ' કહેવાય છે

( ૩૬ + ૩૨૪ )

सूक्ष्मकायक्रियाप्रतिरुद्धसूक्ष्मवाङ्मनोयोगस्य सूक्ष्मपरिस्पन्दात्मकक्रियावद्ध्यान सूक्ष्मक्रियम् । इदमप्रतिपाति, प्रतिपातामावात् ॥ ३७ ॥

અર્થ —સૂક્ષ્મક્રિય=મોક્ષગમનના નજીકસમયમા કેવલીના મન અને વચનરૂપી બે યોગનો નિરોધ થયે છતે અર્ધનિરુદ્ધકાયયોગવાળા કેવલીની માત્ર શ્વાસોશ્વાસ રૂપી સૂક્ષ્મક્રિયાવાળુ ધ્યાન ' સૂક્ષ્મક્રિય ' કહેવાય છે
આ ધ્યાતાની પરિણામવિશેષની પ્રવર્ધમાનતા હોઇ આ ધ્યાન અપ્રતિપાતી કહેવાય છે કેમકે પ્રતિપાતનો અભાવ છે ( ૩૭ + ૩૨૫ )

निरुद्धसूक्ष्मकायपरिस्पन्दात्मकक्रियस्य ध्यान व्युपरतक्रियम् इदमप्यप्रतिपाति । आद्ये द्वे एकादशद्वादशगुणस्थानयोरन्त्ये द्वे केवलिन एव त्रयोदशचतुर्दशगुणस्थानक्रमेण ॥३८॥

અર્થ —વ્યુપરતક્રિય=શૈલેશી અવસ્થામા મન વચન કાય યોગરૂપ ત્રણ યોગ રહિતોનું જે ધ્યાન તે ' વ્યુપરક્રિય ' કહેવાય છે
આ પણ ધ્યાન અપ્રતિપાતિ કહેવાય છે
પૃથક્ત્વવિતર્ક , અગ્યારમા ગુણસ્થાનમા, એકત્વવિતર્ક,

બારમા ગુણસ્થાનમા એમ બે પહેલાના શુકલધ્યાન હોય છે એમ સમજવું
સયોગિ કેવલીને 'સૂક્ષ્મક્રિય' અને અયોગિ કેવળીને વ્યુપરતક્રિય એમ અતિમ શુકલધ્યાનના બે ભેદો છે (૩૮ + ૩૨૬)

अनेषणीयस्य ससक्तस्य वाऽन्नादे कायकषायाणाञ्च परित्यजनमुत्सर्ग ॥ ३९ ॥

અર્થ —(૯) વ્યુત્સર્ગ=અનેષણીય [સદોષ] અથવા સસક્ત અન્ન વિ બાહ્યદ્રવ્યનો શાસ્ત્રકથિત વિધિ દ્વારા ત્યાગ કરવો તે 'બાહ્ય વ્યુત્સર્ગ' કહેવાય છે અતકાલે કાયાનો અને સસારભ્રામક કષાયોનો મન વચન કાયાથી કરવા કરાવવા અનુમોદવારૂપે નવ કોટીથી ત્યાગ કરવો તે 'અભ્યતર વ્યુત્સર્ગ' કહેવાય છે (૩૯ + ૩૨૭)

अष्टम किरण समाप्त

श्री मनोवांछितपूरक अजाहरापार्श्वनाथाय नमः




आत्मप्रदेशैश्शुभाशुभकर्मसम्बन्धो बन्धः ॥ १ ॥

અર્થ—આત્માના પ્રદેશોની સાથે ક્ષીરનીરવત્ પુદ્ગલવિશેષ રૂપ શુભાશુભ કર્મોનો પરસ્પર સંબંધ 'બંધ' કહેવાય છે (૧ + ૩૨૮)

स च मिथ्यात्वाविरतिकषायैर्यथायोगं समुत्पद्यते ॥२॥

અર્થ—તે બંધ યોગપ્રમાણે મિથ્યાત્વ, અવિરતિ કષાય અને યોગરૂપ હેતુઓથી ઉત્પન્ન થાય છે (૨+૩૨૯)

तत्रायथार्थश्रद्धानं मिथ्यात्वम्। तच्चाऽऽभि-ग्रहिका-नाभिग्रहिकाऽऽभिनिवेशिकसांशयिकानाभोगिकभेदेन पञ्चविधम् ॥ ३ ॥

અર્થ—મિથ્યાત્વ=ત્યાં બંધપ્રકરણમધ્યે અયથાર્થ શ્રદ્ધા 'મિથ્યાત્વ' કહેવાય છે

તે મિથ્યાત્વ આભિગ્રહિક (૨) અનાભિગ્રહિક (૩) આભિનિવેશિક (૪) સાંશયિક (૫) અનાભોગિકભેદથી પાંચપ્રકારનું છે (૩ + ૩૩૦)

कुदर्शने सद्दर्शनजन्य श्रद्धानमाभिग्रहिकम् ॥ ४ ॥

અર્થ—આભિગ્રહિક=કુદેવ, કુગુરુ, કુધર્મ મય દર્શનાભાસમાં

સદ્દર્શનની બુદ્ધિ–માન્યતા ' આભિગ્રહિક મિથ્યાત્વ ' કહેવાય છે ( ૪ + ૩૩૧ )

सर्वदर्शनविशेष्यकसमत्वप्रकारकप्रतिपत्तिप्रयोजक श्रद्धान मनाभिग्रहिकम् ॥ ५ ॥

અર્થ —' અનાભિગ્રહિક મિથ્યાત્વ '=સઘળા દર્શનો સાચા જ છે આવી માન્યતાવાળાની સઘળે સમાન બુદ્ધિના કારણભૂત શ્રદ્ધા ( ૫ + ૩૩૨ )

तत्त्वपेक्षत्वेऽप्यतदर्थेषु तदर्थताऽभिग्रह आभिनिवेशिकम् ॥ ६ ॥

અર્થ—' આભિનિવેશિક મિથ્યાત્વ '=તત્ત્વ જાણવા છતાપણ અયથાર્થોમા યથાર્થતાનો આગ્રહ ( ૬ + ૩૩૩ )

अर्हत्तत्त्वधर्मिकसत्यत्वसंशयजनकं मिथ्यात्वं सांशयिकम् ॥ ७ ॥

અર્થ —' સાંશયિક મિથ્યાત્વ '=અર્હંતભગવતે કહેલા જીવાદિતત્ત્વો સાચા છે કે નહીં આવા પ્રકારના સંશયનો જનક કે સંશયથી જન્ય ' સાંશયિક મિથ્યાત્વ ' કહેવાય છે ( ૭ + ૩૩૪ )

दार्शनिकोपयोगशून्यजीवाना मिथ्यात्वमनाभोगिकम् ॥ ८ ॥

અર્થ —' અનાભોગિક મિથ્યાત્વ '=દાર્શનિક ઉપયોગ [ વિશેષજ્ઞાન ] શૂન્યજીવોનું ' અનાભોગિક મિથ્યાત્વ કહેવાય છે ( ૮ + ૩૩૫ )

हिंसाद्यव्रतेभ्य करणैर्योगैश्चाऽविरमणमविरति । तस्याश्च मन पञ्चेन्द्रियाणा स्वस्वविषयेभ्य पृथिव्यप्तेजोवायुवनस्पति-त्रसरूपषड्विधजीव–हिंसातश्चाप्रतिनिवर्त्तनरूपत्वाद्द्वादशविधत्वम् ॥ ९ ॥

અર્થ —અવિરતિ=હિંસા વગેરે રૂપ અવ્રતોથી, ઇન્દ્રિયોથી, મન વચન કાયારૂપી યોગોથી નહિં અટકવું તે ' અવિરતિ ' કહેવાય છે

તે અવિરતિ મનૈ અને પાચ ઇન્દ્રિયોનુ પોત પોતાના વિષયોથી, અને પૃથિવીકાય, અપ્કાય, તેજ કાય, વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાયરૂપ છ પ્રકારના જીવોની હિંસાથી નહિ અટકવા રૂપે બાર પ્રકારની છે ( ૯ + ૩૩૬ )

कषाय पूर्वोदितपञ्चविंशतिविध । येन्त्रयहास्यषट्कात्मकनोकषाय कषायसहगामित्वात्कषायपदग्राह्य ॥१०॥

અર્થ —કષાય=પાપનિરૂપણ પ્રકરણમા કહેલ પચ્ચીશ પ્રકારના ' કષાયો ' જાણવા તદન્તર્ગત ત્રણ વેદો અને હાસ્યષટ્કરૂપ (૯) ' નોકષાય ' કષાયની સાથે જ વતનાર [ સહચારી ] હોઇ કષાયપદથી વાચ્ય બનેલ છે ( ૧૦ + ૩૩૭ )

योगो मनोवाक्कायव्यापार. । तत्र सत्यामत्यमिश्रव्यवहारविषयकमनोवाग्व्यापारा अष्टौ, तथौदारिकौदारि-

कमिश्रवैक्रियवैक्रियमिश्राऽऽहारकाऽऽहारकमिश्रकार्मणशरीरज न्यव्यापारास्सप्तेति पञ्चदश योगा ॥ ११ ॥

અર્થ —યોગ=મન, વચન, કાયાનો વ્યાપાર યોગ' કહેવાય છે ત્યા યોગપ્રકરણમા સત્યમન, અસત્યમન, મિશ્રમન વ્યવહારમન, આ પ્રમાણે મનના ચાર વ્યાપાર, સત્યવચન, અમત્યવચન, મિશ્રવચન, વ્યવહારવચન, આ પ્રમાણે વચનના ચાર વ્યાપાર, ઔદારિક, ઔદારિકમિશ્ર, વૈક્રિય, વૈક્રિયમિશ્ર આહારક, આહારક મિશ્ર કાર્મણ આ પ્રમાણે કાયાજન્ય સાત વ્યાપારો એમ મળી ૫૬ર [૧૫] યોગો કહેવાય છે

(૧૧ + ૩૩૮)

रक्तद्विष्टा समस्वद्वाना कार्मणस्कन्धाना परिणामविशेषेण स्वस्वयोग्यकार्यव्यवस्थापन प्रकृतिबन्ध ॥ १२ ॥

અર્થ —પ્રકૃતિબ ધ=રાગદ્વેષ વિ સ્નેહગુણયુક્ત આત્માએ ગ્રહણ કરેલ, કર્મયોગ્યસ્કન્ધરૂપ કાર્મણસ્ક ધોની પરિણામ વિશેષથી સ્વસ્વયોગ્ય કાર્ય કરવાની સમથ તારૂપે વ્યવસ્થિત રચના કરવી તે 'પ્રકૃતિબ ધ' કહેવાય છે

અર્થાત્ કેટલાક પુદ્ગલોને જ્ઞાનાવરણ સમર્થતા રૂપે કેટલાક પુદ્ગલોને દર્શનાવરણસમથ તારૂપે, કેટલાકને સુખદુ ખાનુભવ સમર્થતારૂપે, કેટલાકને દર્શનચારિત્ર મોહકતારૂપે, કેટલાકને આયુષ્યપણારૂપે, કેટલાકને ગતિ શરીર વિ આકારરૂપે, કેટલાકને ગોત્રપણારૂપે, કેટલાકને અન્તરાયપણારૂપે આવા

આઠ વિભાગમા સ્વભાવવિષયક વ્યવસ્થા કરનાર પ્રકૃતિબધ છે (૧૨ + ૩૩૯)

प्रविभक्ताना कर्मस्कन्धाना विशिष्टमर्यादया स्थितिकालनियमन स्थितिबन्ध ॥ १३ ॥

અર્થ —સ્થિતિબધ=જ્ઞાનાવરણીયત્વ વિ રૂપે વ્યવસ્થિત થયેલ જ્ઞાનાવરણ આદિ આઠ કર્મસ્કન્ધોની વિશિષ્ટમર્યાદાપૂર્વક સ્થિતિકાલનો નિયમ બાધનાર 'સ્થિતિબધ' કહેવાય છે (૧૩ + ૩૪૦)

परिपाकमुपयाताना विशिष्टकर्मस्कन्धाना शुभाशुभविपाकानुभवनयोग्यावस्था रसबन्ध ॥ १४ ॥

અર્થ —રસબધ=ફલ આપવામા સમુખ થયેલ, જ્ઞાનાવરણીયત્વ આદિરૂપે વ્યવસ્થિત કર્મસ્કધોની શુભ-અશુભ વિપાકના અનુભવયોગ્ય અવસ્થા 'રસબધ' કહેવાય છે

અર્થાત્ બદ્ધસ્થિતિવાળા, સ્વકાળમા પરિપાકને પામેલ કર્મની જે શુભ-અશુભરૂપે અનુભવાતી અવસ્થા તે 'રસબધ' છે (૧૪ + ૩૪૧)

प्रकृत्यादित्रयनिरपेक्ष दलिकसंख्याप्राधान्येन कर्मपुद्गलाना ग्रहण प्रदेशबन्ध ॥ १५ ॥

અર્થ —પ્રદેશબધ=પ્રકૃતિ વગેરે ત્રણની અપેક્ષાવગર, દલિક સખ્યાની પ્રધાનતાથી કર્મપુદ્ગલોનુ ગ્રહણ તે કહેવાય છે (૧૫ + ૩૪૨)

बन्धाश्चैते चत्वार एकविधाध्यवसायविशेषेण जायन्त सङ्क्रमोद्वर्त्तनादिकरणविशेषाश्च ॥ १६ ॥

અર્થ—આ ચારે બંધો, વિચિત્ર એક અધ્યવસાયરૂપ એકવિધ અધ્યવસાયવિશેષથી એકીસાથે થાય છે એટલું નહીં પરંતુ એકવિધ અધ્યવસાયવિશેષથી સંક્રમ, ઉદ્વર્તનાદિકરણવિશેષો પણ થાય છે (૧૬ + ૩૪૩)

करणविशेषाश्च बन्धनसङ्क्रमोद्वर्त्तनापवर्त्तनोदीरणोपशमनानिधत्तिनिकाचनाभेदादष्टविधा ॥ १७ ॥

અર્થ—વળી કરણવિશેષો, બંધન[1], સંક્રમણ[2], ઉદ્વર્તના[3], અપવર્તના[4], ઉદીરણા[5], ઉપશમના[6], નિધત્તિ[7], નિકાચના[8] ભેદથી આઠ પ્રકારના છે (૧૭ + ૩૪૪)

तत्र बद्धात्मनो वीर्यपरिणामविशेषः करणम्। वीर्यञ्चात्र योगकषायरूपं विवक्षितम् ॥ १८ ॥

અર્થ—કરણ=ત્યાં કરણપ્રકરણમાં, બદ્ધ [લેશ્યાવાળા] આત્માનો [ક્ષાયિક ક્ષાયોપશમિકરૂપ વીર્યલબ્ધિ જન્ય] વીર્યપરિણામવિશેષ 'કરણ' કહેવાય છે

વળી અહીં-બંધાદિપ્રકરણ યોગ [પ્રકૃતિ પ્રદેશ બંધના નિમિત્તરૂપ] અને કષાય [સ્થિતિ અને રસના બંધના નિમિત્તરૂપ] રૂપ વીર્ય, વિવક્ષિત [અધિકૃત] કરેલ છે (૧૮ + ૩૪૫)

कर्मणामात्मप्रदेशैस्सहान्योऽन्यानुगमनप्रयोजकवीर्यपरिणामो बन्धनकरणम् । अत्र योगात्मकवीर्येण प्रकृतिप्रदेशयोः कषायैश्च स्थित्यनुभागयोर्बन्धो जायते ॥ १९ ॥

અર્થ—બંધનકરણ=આત્મપ્રદેશોની સાથે કર્મોને પરસ્પર ક્ષીરનીરવત્ પ્રદેશ–અનુગમ [ તાદાત્મ્યસંબંધ એક તાની વ્યાપ્તિ ]મા કારણભૂત વીર્ય પરિણામ 'બંધન કરણ' કહેવાય છે અહીં યોગરૂપી વીર્યથી પ્રકૃતિ અને પ્રદેશનો બંધ અને કષાયરૂપી વીર્યથી સ્થિતિ અને રસનો બંધ થાય છે, એમ સમજવું (૧૯+૩૪૬)

अन्यकर्मरूपतया व्यवस्थितानां प्रकृतिस्थित्यनुभागप्रदेशानामन्यकर्मरूपतया व्यवस्थापनहेतुर्वीर्यविशेषस्संक्रमणम् ॥२०॥

અર્થ—સંક્રમણકરણ=જે વીર્ય વિશેષ, અન્યકર્મરૂપપણાએ વ્યવસ્થિત, વિવક્ષિત બંધાતી પ્રકૃતિ આદિથી ભિન્નપણાએ રહેલ પ્રકૃતિ આદિની, અન્યકર્મરૂપ પણાએ બંધાતી પ્રકૃતિ આદિમા નહીં બંધાતી પ્રકૃતિ આદિના દલિકને નાખી બધ્યમાન પ્રકૃતિરૂપ પણાએ વ્યવસ્થા–રચનામા હેતુ થાય તે વીર્યવિશેષ 'સંક્રમણકરણ' કહેવાય છે

દા ત જેમકે, બધ્યમાન [ બંધાતી ] સાતા વેદનીયમા અબધ્યમાન અસાતાવેદનીયનું સંક્રમણ, [ અહીં સજાતિય વિરોધી ઉત્તરપ્રકૃતિ વિના સંક્ર મણ સમજવું ] ( ૨૦ + ૩૪૭ )

कर्मस्थित्यनुभागयो प्रभूतीकरणप्रयोजकवीर्यपरिणतिरु द्वर्तना ॥ २१ ॥

અર્થ—ઉદ્વર્તના=ઉદયાવલિકાથી બહાર રહેલ, કર્મની સ્થિતિ અને રસમા વૃદ્ધિ કરવામા પ્રયોજક વીર્ય પરિણતિ 'ઉદ્વર્તનાકરણ' કહેવાય છે (૨૧+૩૪૮

कर्मस्थित्यनुभागयोर्ह्रस्वीकरणप्रयोजकवीर्यविशेषोऽपव- र्तना ॥ २२ ॥

અર્થ—'અપવર્તનાકરણ'=લાબીસ્થિતિ, તીવ્રરસવાળા કર્મ પરમાણુઓની દીર્ઘસ્થિતિ કે તીવ્રરસનું અપહરણ કરી હ્રસ્વ [ અલ્પ ] સ્થિતિ અને મદરસવાળા કે વ્યવસ્થા કરવામા કારણભૂત વીર્યવિશેષ 'અપવર્તન કરણ કહેવાય છે ( ૨૨ + ૩૪૯ )

अनुदितकर्मदलिकस्योदयावलिकाप्रवेशनिदानमात्मवीय मुदीरणा ॥ २३ ॥

અર્થ—'ઉદીરણાકરણ'=નહી ઉદયમા આવેલ કર્મદલિકના ઉદયાવલિકામા પ્રવેશનું કારણ, આત્મવીર્ય, 'ઉદી રણાકરણ' કહેવાય છે ( ૨૩ + ૩૫૦ )

कर्मणामुदयोदीरणानिधत्तिनिकाचनाकरणायोग्यत्वेन व्यवस्थापनाहेतुर्वीर्यपरिणतिरुपशमना । उदयश्च यथास्थितिब- द्धाना कर्मपुद्गलानामबाधाकालक्षयात्सक्रमापवर्तनादिकरणवि शेषाद्वोदयसमयप्राप्तानामनुभवनम् ॥ २४ ॥

અર્થ—'ઉપશમનાકરણ' કર્મો ની, ઉદય-ઉદીરણા, નિધત્તિ નિકાચનાકરણની અયોગ્યપણાએ વ્યવસ્થા રચના કરવામા હેતુભૂત વીર્ય પરિણતિ 'ઉપશમનાકરણ' કહેવાય છે

ઉદય=સ્થિતિ પ્રમાણે બધાયેલા, અબાધાકાલના ક્ષયથી સ્વભાવથી અથવા ઉદીરણા, સંક્રમણ અપવર્તનાદિ કરણવિશેષથી [પ્રયોગથી] ઉદયકાલને પામેલા કર્મ પુદ્ગલોનો અનુભવ 'ઉદય' કહેવાય છે

(૨૪ + ૩૫૧)

कर्मणामुद्वर्तनापवर्तना‌ऽकरणायोग्यत्वेन व्यवस्थापनानुकूलवीर्यविशेषो निधत्ति ॥ २५ ॥

અર્થ—'નિધત્તિકરણ' કર્મોની ઉદ્વર્તના અને અપવર્તના સિવાય બીજાકરણોના અયોગ્યપણાએ વ્યવસ્થા રચના મા અનુકૂળ વીર્યવિશેષ 'નિધત્તિ કહેવાય છે

(૨૫ + ૩૫૨)

करणसामान्यायोग्यत्वेनावश्यवेद्यतया व्यवस्थापनाप्रयोजकवीर्यविशेषो निकाचना ॥ २६ ॥

અર્થ—'નિકાચનાકરણ'=જે વીર્યવિશેષ, કર્મોને સકલકરણને અયોગ્ય બનાવી, અવશ્ય વેદ્યપણાએ વ્યવસ્થિત કરનાર છે તે વીર્યવિશેષ 'નિકાચના' કહેવાય છે

(૨૬ + ૩૫૩)

तत्र मूलप्रकृतिबन्धः ज्ञानदर्शनावरणवेदनीयमोहनीयायुर्नामगोत्रान्तरायभेदेनाष्टविधः ॥ २७ ॥

અર્થ—ત્યાં=બંધપ્રકરણમાં મૂલપ્રકૃતિબંધ=જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય મોહનીય, આયુષ્ય, નામ ગોત્ર, અન્તરાયભેદથી આઠ પ્રકારનો છે (૨૭+૩૫૪)

एषामवान्तरभेदा विंशत्युत्तरशतं मन्ता वेदिया । विवृता श्चैते पुण्यपापतत्त्वयो । उदय च सम्यक्त्वमोहनीयमिश्रमोहनीयसहिता द्वाविंशत्युत्तरशतभेदा भवन्ति । सत्तायामष्टपञ्चाशदुत्तरशतभेदा स्यु । विवृताश्चैते सर्वे कर्मग्रन्थे ॥ २८ ॥

અર્થ—આ આઠ પ્રકારના બંધમા મૂલપ્રકૃતિરૂપ મૂલભેદોના ઉત્તરભેદો એકસોવીસ [૧૨૦] જાણવા આ ઉત્તર ભેદોનું વિવરણ, પુણ્ય અને પાપતત્ત્વના નિરૂપણ પ્રકરણમા કરેલ છે અને ઉદયમા સમ્યકત્વ મોહનીય સહિત એકસો બાવીશ [૧૨૨] ઉત્તર ભેદો થાય છે

સત્તામા એકસો અઠ્ઠાવન [૧૫૮] ઉત્તરભેદો થાય છે આ સર્વનુ વિવરણ કર્મગ્રંથમા કરેલ છે

(૨૮+૩૫૫)

आत्मनो विशेषबोधावरणकारण कर्म ज्ञानावरणम्

॥ २९ ॥

અર્થ—જ્ઞાનાવરણ=સામાન્યવિશેષાત્મક વસ્તુમા વિશેષગ્રહણ રૂપ જે બોધ તે જ્ઞાન કહેવાય છે, તેના આવરણમા કારણભૂત કર્મ 'જ્ઞાનાવરણ' કહેવાય છે (૨૯+૩૫૬)

आत्मनस्सामान्यबोधावरणसाधन कर्म दर्शनावरणम् ॥ १० ॥

અર્થ—દર્શનાવરણ=સામાન્યવિશેષાત્મક વસ્તુમા સામાન્ય ગ્રહણરૂપે જે બોધ [ઉપયોગ] તે 'દર્શન' કહે વાય છે

તેના આવરણમા કારણભૂત કર્મ 'દર્શનાવરણ' કહેવાય છે (૩૦ + ૩૪૭)

सुखदु:खानुभवप्रयोजक कर्म वेदनीयम् ॥ ११ ॥

અર્થ—વેદનીય=સુખ અને દુ ખના અનુભવમા કારણભૂત કર્મ 'વેદનીય' કહેવાય છે (૩૧ + ૩૪૮)

रागद्वेषादिजनक कर्म मोहनीयम् ॥ १२ ॥

અર્થ—મોહનીય=રાગ, દ્વેષ, મિથ્યાત્વ, ક્રોધાદિકષાય, કામ ગુણ આદિમા કારણભૂતકર્મ 'મોહનીય કહેવાય છે (૩૨ + ૩૪૯)

गतिचतुष्टयस्थितिप्रयोजक कर्म आयु ॥ १३ ॥

અર્થ—આયુ=ચારગતિઓમા સ્થિતિનું કારણભૂત કર્મ 'આયુષ્ય' કહેવાય છે (૩૩ + ૩૫૦)

नरकगत्यादिनानापर्यायप्रयोजक कर्म नाम ॥ १४ ॥

અર્થ—નામકર્મ=નરકગતિ આદિરૂપ નાના પર્યાયમાં કારણભૂત

અર્થ —ગોત્ર=ઉચ્ચ, નીચ જાતિ [ કુલ ]ના વ્યવહારમા હેતુ ભૂત કર્મ 'ગોત્ર' કહેવાય છે ( ૩૫ + ૩૫૨ )

आत्मनो वीर्यादिप्रतिबन्धक कर्मान्तरायकर्म ॥ १६ ॥

અર્થ —અન્તરાય=આત્માના વીર્ય, ભોગ, ઉપભોગ, દાન, લાભમા પ્રતિબધક વિઘ્નકરનારુ કર્મ 'અતરાયકર્મ' કહેવાય છે ( ૩૬ + ૩૫૩ )

ज्ञानदर्शनावरणवेदनीयान्तरायाणा त्रिंशत् सागरोपम कोटीकोटिकाल यावत् मोहनीयस्य सप्ततिसागरोपमकोटी कोटिकाल यावत् , विंशतिसागरोपमकोटीकोटिकाल याव न्नामगोत्रयो आयुषश्च त्रयस्त्रिंशत्सागरोपमकाल यावत्परा स्थितिराख्या । एवमेव वेदनीयस्य द्वादशमुहूर्त्ता नामगोत्र योरष्टमुहूर्त्ता, शेषाणामान्तर्मुहूर्त्तमपरा स्थितिरिति ॥ १७ ॥

અર્થ —જ્ઞાનાવરણ, દર્શનાવરણ વેદનીય, અતરાયકર્મોની ત્રીશ [ ૩૦ ] કોડાકોડી સાગરોપમની મોહનીયની સીત્તેર [ ૭૦ ] કોડાકોડી સાગરોપમની, નામકર્મ અને ગોત્રકર્મની વીશ [ ૨૦ ] કોડાકોડી સાગરો પમની, અને આયુષ્ય કર્મની [ ૩૩ ] તેત્રીશ સાગ રોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ [ કાલમાન ] જાણવી

એ પ્રમાણે જ વેદનીયની બાર [ ૧૨ ] મુહૂર્તો ની નામ અને ગોત્રની આઠ [૮] મુહૂર્તોની બાકીના પાચ કર્મોની અન્તર્મુહૂર્ત્તની જઘન્યસ્થિતિ [કાલ માન] જાણવી ( ૩૭ + ૩૫૪ )

## नवम किरण समाप्त

श्री वर्धमानशासननायक श्री महावीरजिनेन्द्राय नमः



## दशम किरण

### मोक्षतत्त्वनिरूपण

कृत्स्नकर्मविमुक्तस्याऽऽत्मनः स्वात्मन्यवस्थानं मोक्षः ॥१॥

અર્થ —મોક્ષ=સકલકર્મની આત્માના પ્રદેશોમાંથી અત્યંત ક્ષયરૂપ વિમુક્તિ દ્વારા આત્માનું કેવલજ્ઞાનાદિરૂપ સ્વસ્વરૂપમાં શાશ્વત રહેવું તે 'મોક્ષ' કહેવાય છે (૧+૩૫૫)

तद्वान् मुक्तः ॥२॥

અર્થ —મુક્ત=સકલ કર્મક્ષય સાધ્ય સ્વસ્વરૂપમાં અવસ્થાનરૂપ પર્યાયવાળો 'મુક્ત' કહેવાય છે (૨+૩૫૬)

मोऽनुयोगद्वारैस्सिद्धान्तप्रसिद्धैस्सत्पदप्ररूपणादिभिर्नवभिर्निरूपणादुपचारेण नवविधः ॥३॥

અર્થ —તે મુક્ત કે મોક્ષ, સિદ્ધાંતપ્રસિદ્ધ વ્યાખ્યાપ્રકારરૂપ અનુયોગદ્વારરૂપ સત્પદપ્રરૂપણા વિ. નવ ભેદોથી નિરૂપણદ્વારા વિચારાતો હોઈ ઉપચાર [વ્યવહાર]થી નવપ્રકારનો કહેવાય છે (૩+૩૫૭)

गत्यादिमार्गणाद्वारेषु सिद्धसत्ताया अनुमानेनागमेन वा निरूपणं सत्पदप्ररूपणा ॥४॥

અર્થ—સત્પદપ્રરૂપણાદ્વાર=ગતિ વિ માર્ગણાદ્વારોમાં સિદ્ધ સત્તાનું અનુમાનથી કે આગમથી જે નિરૂપણ તે 'સત્પદપ્રરૂપણા' કહેવાય છે (૪+૩૫૮)

तत्र गतीन्द्रियकाययोगवेदकषायज्ञानसंयमदर्शनलेश्या-भव्यसम्यक्त्वसंज्ञ्याहारकरूपाश्चतुर्दश मूलभूता मार्गणा ॥५॥

અર્થ—ત્યાં માર્ગણાદ્વાર પ્રકરણમાં, (૧) ગતિ (૨) ઇન્દ્રિય (૩) કાય (૪) યોગ (૫) વેદ (૬) કષાય (૭) જ્ઞાન (૮) સંયમ (૯) દર્શન (૧૦) લેશ્યા (૧૧) ભવ્ય (૧૨) સમ્યક્ત્વ (૧૩) સંજ્ઞી (૧૪) આહારકરૂપે ચૌદમાર્ગણાઓ છે (૫+૩૫૯)

नरकतिर्यङ् मनुष्यदेवभेदेन चतस्रो गतिमार्गणा ॥६॥

અર્થ—ગતિમાર્ગણા=નરકગતિ, તિર્યંચગતિ, મનુષ્યગતિ, દેવગતિ ભેદથી ચાર [૪] ગતિમાર્ગણાઓ કહેવાય છે (૬+૩૬૦)

एकद्वित्रिचतुःपञ्चेन्द्रियभेदेन पञ्चेन्द्रियमार्गणा ॥ ७ ॥

અર્થ—ઇન્દ્રિયમાર્ગણા=એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય પંચેન્દ્રિયભેદથી પાંચ [૫] 'ઇન્દ્રિયમાર્ગણાઓ' કહેવાય છે (૭+૩૬૧)

पृथिव्यप्तेजोवायुवनस्पतित्रसभेदेन षट् कायमार्गणा ॥८॥

અર્થ—કાયમાર્ગણા=પૃથિવીકાય, અપ્કાય, તેજકાય, વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાય ભેદથી છ [૬] 'કાયમાર્ગણાઓ' છે (૮+૩૬૨)

मनोवाक्कायास्तिस्रो योगमार्गणा ॥ ९ ॥

અર્થ—યોગમાર્ગણા=મનોયોગ, વાગ્યોગ, કાયયોગના ભેદથી ત્રણ [3] યોગમાર્ગણાઓ છે (૯+3 3)

पुंस्त्रीनपुंसकभेदेन तिस्रो वेदमार्गणा ॥ १० ॥

અર્થ—વેદમાર્ગણા=પુ વેદ, સ્ત્રીવેદ નપુંસકવેદના ભેદથી ત્રણ [3] વેદમાર્ગણાઓ છે (૧૦+3૬૪)

क्रोधमानमायालोभरूपाश्चतस्र कषायमार्गणा ॥ ११ ॥

અર્થ—કષાયમાર્ગણા=ક્રોધ, માન, માયા, લોભ રૂપે ચાર [૪] કષાયમાર્ગણાઓ છે (૧૧+3૬૫)

मतिश्रुतावधिमन पर्यवकेवलमत्यज्ञानश्रुताज्ञानविभङ्ग ज्ञानभेदादृष्टौ ज्ञानमार्गणा । मिथ्यादृष्टीना मतिश्रु[illegible] क्रमेण मत्यज्ञानश्रुताज्ञानविभङ्गज्ञानान्युत्पन्ने । [illegible] विषयेऽपि ज्ञानानामन्वेषणाप्रस्तावे आद्यत्रयविर्[illegible] मत्यज्ञानादीना ज्ञानत्वेन ग्रहणादष्टविधत्व [illegible] बोध्यम् । मन पर्यवकेवलयोस्तु वैपरीत्याभाव [illegible] सम्यग्दृष्ट्वप्येवमेव वैपरीत्येन मार्गणा विद्यते [illegible] ।

જ્ઞાનોનુ પંચવિધપણુ હોવા છતા માર્ગણાપ્રકરણમા પ્રથમના ત્રણજ્ઞાનોથી વિપરીત પણ મતિઅજ્ઞાન વિ ર્નુ જ્ઞાનપણાએ ગ્રહણ હોવાથી 'જ્ઞાનમાર્ગણા' આઠ છે એમ જાણવુ મનપર્યવ અને કેવલજ્ઞાનોમા વિપરીતતાનો અસભવ જ છે આગળ પર પણ સયમ વિમા પણ આ પ્રમાણે વીપરીતપણાથી માર્ગણાઓ જાણવી (૧૨+૩૬૬)

सामायिकछेदोपस्थापनपरिहारविशुद्धिसूक्ष्मसम्पराययथा ख्यातदेशविरत्यविरतिरुपास्सप्त चारित्रमार्गणा ॥१३॥

અર્થ —ચારિત્રમાર્ગણા=સામાયિક, છેદોપસ્થાપન, પરિહાર વિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય, યથાખ્યાત દેશવિરતિ, અવિરતિરૂપે સાત [૭] ચારિત્રમાર્ગણાઓ છે (૧૩+૩૬૭)

चक्षुरचक्षुरवधिकेवलभेदेन चतस्रो दर्शनमार्गणा ॥१४॥

અર્થ —દર્શનમાર્ગણા=ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન કેવલદર્શનના ભેદથી ચાર [૪] દર્શનમાર્ગણાઓ છે (૧૪+૩૬૮)

कृष्णनीलकापोततेज पद्मशुक्लभेदेन षड् लेश्यामार्गणा ॥ १५ ॥

અર્થ —લેશ્યામાર્ગણા=કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા, તેજોલેશ્યા, પદ્મલેશ્યા, શુકલલેશ્યાના ભેદથી છ લેશ્યા માર્ગણાઓ છે (૧૫+૩૬૯)

अल्पफलाय फलिन समूल विनाशकरणाध्यवसाय कृष्णलेश्या। यथा फलग्रहणार्थं वृक्षच्छेदाध्यवसाय ॥ १६ ॥

અર્થ —કૃષ્ણલેશ્યા=અલ્પફલને ખાતર, ફલવાળાનો, સમૂલ વિનાશ કરવાનો અધ્યવસાય 'કૃષ્ણલેશ્યા' કહેવાય છે

દા ત જેમકે, ફલના ગ્રહણાર્થે વૃક્ષછેદનો અધ્યવસાય (૧૬+૩૭૦)

अल्पप्रयोजनाय तदंशच्छेदनाध्यवसायो नीललेश्या। यथा फलाय शाखाच्छेदाध्यवसाय ॥ १७ ॥

અર્થ —નીલલેશ્યા=અલ્પપ્રયોજન માટે ફલવાળાના અંશનો છેદ કરવાનો અધ્યવસાય 'નીલલેશ્યા' કહેવાય છે

જેમકે-ફલમાટે વૃક્ષની શાખાના છેદનો ઇરાદો (૧૭+૩૭૧)

अल्पफलार्थं तदंशांशच्छेदनाध्यवसाय कापोतलेश्या। यथा फलार्थं प्रतिशाखाच्छेदाध्यवसाय ॥ १८ ॥

અર્થ —કાપોતલેશ્યા=અલ્પફલ માટે, ફલવાળાના અંશના અંશનો છેદ કરવાનો અધ્યવસાય 'કાપોતલેશ્યા' કહેવાય છે

જેમકે, ફલ માટે શાખાની શાખારૂપ-પ્રતિશાખાના નાશનો સંકલ્પ (૧૮+૩૭૨)

अल्पफलार्थमशाखापेक्षया पुनाशच्छेदनाध्यवसाय तेजोलेश्या। यथा फलग्रहणाय स्तबकच्छेदनाध्यवसाय ॥ १९ ॥

અર્થ —તેજોલેશ્યા=અલ્પફલ માટે, ફલવાળાના અશનાઅશની અપેક્ષાએ ન્યૂનઅશનો છેદ કરવાનો અધ્યવસાય 'તેજોલેશ્યા' કહેવાય છે

જેમકે, ફલના ગ્રહણાર્થે ગુચ્છાના નાશનો વિચાર (૧૯+૩૭૩)

ईषत्क्लेशप्रदानेन फलग्रहणाध्यवसाय पद्मलेश्या । यथा वृक्षात्फलमात्रवियोजनाध्यवसाय ॥ २० ॥

અર્થ —પદ્મલેશ્યા=થોડો કલેશ આપી ફલના ગ્રહણનો અધ્યવસાય 'પદ્મલેશ્યા' કહેવાય છે

જેમકે, વૃક્ષ ઉપરથી માત્ર ફલ પાડવાનો વિકલ્પ (૨૦+૩૭૪)

इतरक्लेशाकरणत· फलग्रहणाध्यवसायश्शुक्ललेश्या । यथा भूपतितफलग्रहणाध्यवसाय· ॥ २१ ॥

અર્થ —શુકલલેશ્યા=બીજાને જરાપણ ઇજા ન થાય તેવી રીતે ફલ લેવાનો અધ્યવસાય 'શુકલલેશ્યા' કહેવાય છે

જેમકે, જમીન ઉપર પડેલ ફલ લેવાનો અધ્યવસાય (૨૧+૩૭૫)

भव्याभव्यभेदेन द्विविधा भव्यमार्गणा, तत्र भव्यसिद्धिगमनयोग्यस्तद्विपरीतोऽभव्य ॥ २२ ॥

અર્થ —ભવ્યમાર્ગણા=ભવ્ય અને અભવ્યના ભેદથી બે પ્રકારની 'ભવ્યમાર્ગણા' જાણવી ત્યા ભવ્યમાર્ગણા પ્રકરણમા સિદ્ધિગમનની યોગ્યતાવાળો ભવ્ય કહેવાય

છે અને સિદ્ધગમનની અયોગ્યતાવાળો 'અભવ્ય'
છે (૨૨+૩૭૬)

औपशमिकक्षायोपशमिकक्षायिकसास्वादनवेदकमिथ्यात्वरूपेण षट् सम्यक्त्वमार्गणा ॥ २३ ॥

અર્થ—સમ્યકત્વમાર્ગણા=ઔપશમિક, ક્ષાયોપશમિક, ક્ષાયિક, સાસ્વાદન, વેદક, મિથ્યાત્વનારૂપે છ [૬] 'સમ્યક્ત્વમાર્ગણાઓ છે (૨૩+૩૭૭)

सञ्ज्ञ्यसञ्ज्ञिभेदेन द्विधा सञ्ज्ञिमार्गणा। समनस्काः सञ्ज्ञिनो मनोहीना असञ्ज्ञिन ॥ २४ ॥

અર્થ—સંજ્ઞિમાર્ગણા=સંજ્ઞી અને અસંજ્ઞીના ભેદથી બે પ્રકારની 'સંજ્ઞિમાર્ગણા' છે મનવાળાઓ 'સંજ્ઞીઓ કહેવાય છે અને મન વગરના અસંજ્ઞીઓ' કહેવાય છે (૨૪+૩૭૮)

आहारकानाहारकभेदेन द्विविधाऽऽहारकमार्गणा। आहारकरणशीला आहारकास्तद्भिन्ना अनाहारका ॥ २५ ॥

અર્થ—આહારકમાર્ગણા=આહારક અને અનાહારક ભેદથી બે પ્રકારની 'આહારકમાર્ગણા' કહેવાય છે આહાર કરવાના સ્વભાવવાળાઓ 'આહારકો' તે સિવાયના 'અનાહારકો' કહેવાય છે (૨૫+૩૭૯)

तत्र नरगतिपञ्चेन्द्रियजातित्रसकायभव्यसञ्ज्ञियथाख्यातक्षायिकानाहारककेवलज्ञानकेवलदर्शनेषु मोक्षो न शेषेषु ॥ २६ ॥

અર્થ —ત્યા=ચૌદમાર્ગણાના ઉત્તરભેદોની અપેક્ષાએ નરગતિ પચેન્દ્રિયજાતિ, ત્રસકાય, ભવ્ય, સજ્ઞિ, યથાખ્યાત, ક્ષાયિક અનાહારક, કેવલજ્ઞાન, કેવલદર્શનોમા મોક્ષ [ સિદ્ધત્વની સત્તા ] છે

બાકીની યોગ, વેદ, કષાય, લેશ્યા આદિમા મોક્ષ નથી અર્થાત્ સભવ પ્રમાણે એકાતરપશ્ચાત્કૃત અનતર-પશ્ચાતકૃતનયની અપેક્ષાએ જ મુક્તિ સમજવી પ્રત્યુત્પન્નભાવની અપેક્ષાએ સિદ્ધ, સિદ્ધિએ જાય છે (૨૬+૩૮૦)

सिद्धजीवसख्यानिरूपण द्रव्यप्रमाणम् ॥ तच्च सिद्धजीवानामनन्तत्व बोध्यम् ॥ २७ ॥

અર્થ—દ્રવ્યપ્રમાણ=સિદ્ધજીવદ્રવ્યોની પરિગણનારૂપ સખ્યાનુ નિરૂપણ 'દ્રવ્યપ્રમાણ' કહેવાય છે તે દ્રવ્ય પ્રમાણ સિદ્ધજીવોનુ આગમપ્રસિદ્ધ અનતસખ્યામિતત્વરૂપ અનતપણુ જાણવુ (૨૭+૩૮૧)

चतुर्दशरज्जुप्रमितस्य लोकस्य कियद्भागे सिद्धस्थानमिति विचार क्षेत्रद्वारम् । लोकस्यासख्येयभागे सिद्धशिलोर्ध्वे सिद्धस्थान, असख्येयाकाशप्रदेशप्रमाण सिद्धाना क्षेत्रावगाहो ज्ञेय. ॥ २८ ॥

અર્થ —ક્ષેત્રદ્વાર=ચૌદ રજ્જુપ્રમાણભૂત લોકના કેટલા ભાગે સિદ્ધસ્થાન છે આવો વિચાર "ક્ષેત્રદ્વાર" કહેવાય છે

લોકના અસખ્યાતમાભાગમા સિદ્ધશિલા ઉપર
સિદ્ધસ્થાન છે અસખ્યાત આકાશપ્રદેશ પ્રમાણરૂપ,
સિદ્ધોનો ક્ષેત્રનો અવગાહ સમજવો (૨૮+૩૮૨)

सिद्धात्मनोऽवगाहनाकाशपरिमाणतस्स्पर्शना कियतीति विचारस्स्पर्शनाप्ररूपणा । अवगाहनातस्तेषामधिका स्पर्शना भवति ॥ २९ ॥

અર્થ —સ્પર્શનાદ્વાર=સિદ્ધઆત્માની અવગાહનાના આકાશના પરિમાણથી સ્પર્શના કેટલી ? અર્થાત્ સિદ્ધની સ્વાવગાઢ આકાશપ્રદેશોથી સ્પર્શના શું ન્યૂન છે ? અધિક છે કે તુલ્ય છે ? આવી વિચારણા 'સ્પર્શનાપ્રરૂપણા' કહેવાય છે

અભિવ્યાપ્તિરૂપ અવગાહના અને સ્પર્શના તો સબધમાત્રરૂપ કહેવાય છે એ અહીં વિશેષ સમજવો અવગાહના કરતા તે સિદ્ધોની સ્પર્શના' 'અધિક હોય છે (૨૯+૩૮૩)

सिद्धावस्थान कियत्कालमिति विचार कालद्वारम् । व्यक्त्यपेक्षया साद्यनन्तो जातिमाश्रित्यानाद्यनन्त स्यात् ॥ ३० ॥

અર્થ -કાલદ્વાર=સિદ્ધોનુ અવસ્થાન કેટલા કાલ સુધી હોય છે ? અર્થાત્ સ્થિતિવાળાની અવધિના જ્ઞાન માટે જીવો, સિદ્ધપણાને કેટલા કાલ સુધી ધારણ કરે ? આવો પ્રશ્ન થતા જે વિચાર તે 'કાલ 'દ્વાર' કહેવાય છે વ્યક્તિની અપેક્ષાએ [ એક જીવની અપેક્ષાએ ]

જ્યારે તે સિદ્ધપણુ પામ્યો ત્યારે તેનુ સિદ્ધપણુ થયું એ અપેક્ષાએ સાદિત્વ, ત્યાર બાદ તેનો વિનાશનો અભાવ હોવાથી અનતપણુ છે અર્થાત્ સાદિ અનત સ્થિતિવાળો સિદ્ધ છે એમ કહેવાય છે જાતિની અપેક્ષાએ [ સર્વસિદ્ધોની અપેક્ષાએ ] અનાદિ અનત છે એમ કહેવાય છે કેમકે, સિદ્ધ શૂન્યકાલનો અભાવ છે (૩૦+૩૮૪)

परित्यक्तस्य पुन परिग्रहणावान्तरकालविचारोऽन्तरप्ररूपणा। सिद्धाना प्रतिपाताभावाद्न्तर नास्तीति ध्येयम् ॥ ११ ॥

— અન્તર દ્વાર —

અર્થ —કોઈપણુ પર્યાયનો ત્યાગ કર્યા બાદ ફરીથી તેની પ્રાપ્તિ કેટલા કાલ પછી થાય છે ? આવો પ્રશ્ન થતા જે વિચાર તે 'અતરપ્રરૂપણા' કહેવાય છે એવી રીતે અહિ સિદ્ધત્વ પર્યાયના ત્યાગ બાદ ફરીથી ક્યારે તેની પ્રાપ્તિ થાય છે ? આવા પ્રશ્નનો જવાબ છે કે, સિદ્ધોના સિદ્ધત્વ પર્યાયનો પ્રતિપાત નહીં હોવાથી અતર નથી સિદ્ધત્વના અપતનમા આવરણુ-કારણોનો સર્વથા અભાવ છે એ કારણુ સમજવું (૩૧+૩૮૫)

ससार्यात्मसङ्ख्यापेक्षया कियद्भागे सिद्धा इति विचारो भागद्वारम्, अनन्तानन्तससारिजीवापेक्षा अनन्ता अपि सिद्धास्तदनन्तभागे भवन्ति ॥ १२ ॥

– ભાગદ્વાર –

અર્થ —સંસારિજીવરાશિની અપેક્ષાએ સિદ્ધો, કેટલામે ભાગે વર્તે છે? આવો વિચાર 'ભાગદ્વાર' કહેવાય છે મધ્યમ અનંતાનન્તનામક અષ્ટમઅનંત પ્રમાણ જીવ સંખ્યા છે તેની અપેક્ષાએ, સિદ્ધો અનંત હોવા છતાંય અનંતમા ભાગે વર્તે છે કેમકે સિદ્ધજીવોની સંખ્યા, પંચમઅનંત સંખ્યા પ્રમાણ છે

(૩૨+૩૮૯)

औपशमिकक्षायिकक्षायोपशमिकौदयिकपारिणामिकभेदेन पञ्च भावा । कर्मणामुपशमेनौपशमिक, क्षयेण क्षायिक, क्षयोपशमाभ्यां क्षायोपशमिक, उदयेनौदयिक, स्वभावावस्थानेन च पारिणामिको ज्ञेय । एषु सिद्धा कतमस्मिन् भावे वर्त्तन्त इति विचारो भावद्वारम् । तेषां ज्ञानदर्शने क्षायिके जीवत्वञ्च पारिणामिकमिति भावद्वयं स्यात् ॥ ११ ॥

– ભાવદ્વાર –

અર્થ —ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક, ઔદયિક, પારિણામિક ભેદથી 'ભાવો' પાંચ છે

કર્મોના ઉપશમથી થયેલો ભાવ 'ઔપશમિક' કર્મોના અત્યંત ક્ષયથી ભાવ 'ક્ષાયિક' કર્મોના ક્ષયોપશમથી થયેલો ભાવ 'ક્ષાયોપશમિક' કર્મોના ઉદયથી થયેલો ભાવ "ઔદયિક" સ્વભાવાવસ્થાન રૂપ પરિણામ કે પરિણામથી થયેલો ભાવ 'પારિ-

ણામિક' જાણવો. આ ભાવો પૈકી સિદ્ધો કયા ભાવમા વર્તે છે એવો વિચાર 'ભાવદ્વાર' કહેવાય છે

તે સિદ્ધોના જ્ઞાન અને દર્શન, ક્ષાયિક છે અને જીવત્વ પારિણામિક છે એમ બે ભાવો સિદ્ધોને હોય છે (૩૩+૩૮૭)

कतमस्मिन् पदे सिद्धा अल्पा कतमस्मिश्च बहव इति विचारोऽल्पबहुत्वद्वारम्। नपुसके स्तोका स्त्रीपुरुषयो क्रमत संख्येयगुणा विज्ञेया ॥'३४॥

– અલ્પ બહુત્વદ્વાર –

અર્થ—અવ્યવહિત પૂર્વપર્યાયનયની અપેક્ષાએ પુવેદ, સ્ત્રીવેદ, નપુસકવેદ, એ ત્રણ વેદો પૈકી કયા વેદમા સિદ્ધો અલ્પ અને કયા વેદમા વધારે ? આવો જે વિચાર તે 'અલ્પ બહુત્વદ્વાર' કહેવાય છે

ઉત્તર—અવ્યવહિત પૂર્વપર્યાયનયની અપેક્ષાએ નપુસકમા સર્વસ્તોક [થોડા] તેના કરતા સ્ત્રી વેદમા સખ્યાતગુણા, અને સ્ત્રી વેદ કરતા પુરુષવેદમા સખ્યાતગુણા, અર્થાત્ નપુસકસિદ્ધો સર્વથી અલ્પ છે એના કરતા સ્ત્રી સિદ્ધો, સંખ્યાતગુણા છે અને સ્ત્રી સિદ્ધો કરતા પુરૂષ સિદ્ધો સખ્યાતગુણા છે એમ સમજવું (૩૪+૩૮૮)

सिद्धा अपि जिनाजिनतीर्थातीर्थगृहिलिङ्गान्यलिङ्ग-

स्त्रिङ्गन्वीलिङ्गपुरषलिङ्गनपुमकलिङ्गप्रयेकबुद्धस्वय म्बुद्धबुद्धबोधितैकानेकसिद्धभेदेन पञ्चदशविधा ॥ ५ ॥

અર્થ —સિધ્ધત્વપ્રાપ્તિ પૂર્વકાલીન ભવની અવસ્થાની અપેક્ષાએ સિધ્ધો પણ (૧) જિનસિધ્ધ (૨) અજિનસિધ્ધ (૩) તીર્થ સિધ્ધ (૪) અતીર્થ સિધ્ધ (૫) ગૃહિલિંગસિધ્ધ (૬) અન્યલિંગસિધ્ધ (૭) સ્વલિંગસિધ્ધ (૮) સ્ત્રી લિંગસિધ્ધ (૯) પુરુષલિંગસિધ્ધ (૧૦) નપુંસકસિધ્ધ (૧૧) પ્રત્યેકબુધ્ધસિધ્ધ (૧૨) સ્વયં બુધ્ધસિધ્ધ (૧૩) બુધ્ધબોધિતસિધ્ધ (૧૪) એક સિધ્ધ (૧૫) અનેકસિધ્ધના ભેદથી પંદર [૧૫] પ્રકારના છે (૩૫+૩૮૯)

अनुभूततीर्थकरनामविपाकोदयजन्यसमृद्धयो मुक्ता जिनसिद्धा । यथा ऋषभादय, अननुभूततीर्थकरनामविपाकोदयजन्यसमृद्धयो मुक्ता अजिनसिद्धा । यथा पुण्डरीकगणधराद्य ॥ ६ ॥

અર્થ —જિનસિધ્ધ=તીર્થ કર નામના વિપાકરૂપ ઉદયજન્ય સમૃધ્ધિનો અનુભવ કરનારા બની મુક્ત થયેલા જિનસિધ્ધો ' કહેવાય છે જેમકે, ઋષભપ્રભુ વિ

અજિનસિધ્ધ=તીર્થ કર નામના વિપાકરૂપ ઉદયજન્ય સમૃધ્ધિનો અનુભવ કર્યા સિવાય મુક્તિએ ગયેલા ' અજિનસિધ્ધો ' કહેવાય છે જેમકે, પુંડરીકગણધર વિ (૩૮+૩૯૦)

प्रवर्तिते तीर्थे मुक्तास्तीर्थसिद्धा । यथा गणधारिण । अर्वाक् तीर्थस्थापनाया एव मुक्ता अतीर्थसिद्धा । यथा मरुदेवा । ॥ ३७ ॥

અર્થ —તીર્થસિધ્ધ=તીર્થના પ્રવર્ત્તન બાદ મુક્તિએ ગયેલા 'તીર્થસિધ્ધો' કહેવાય છે
જેમકે, ગણધર વિ

અતીર્થસિધ્ધ'=તીર્થની સ્થાપનાના પહેલાજ મુકિતમા ગયેલા 'અતીર્થસિધ્ધ' કહેવાય છે જેમકે, મરુદેવા માતા (૩૭+૩૯૧)

पूर्वभवाऽऽसेवितसर्वविरतिसामर्थ्यजन्यकेवलज्ञाना ज्ञानप्राप्त्यूर्ध्वं बहुलायुषोऽभावाद्गृहस्थावस्थायामेवान्तर्मुहूर्त्ताभ्यन्तरे मुक्ता गृहिलिङ्गसिध्धा । यथा भरतचक्रीत्युच्यते ॥ ३८ ॥

અર્થ —ગૃહિલિંગસિધ્ધ=પૂર્વભવમા આરાધેલ સર્વવિરતિના સામર્થ્યજન્ય કેવલજ્ઞાનવાળા, જ્ઞાનપ્રાપ્તિ બાદ ઘણા આયુષ્યનો અભાવ હોઇ ગૃહસ્થ અવસ્થામા જ અન્તર્મુહૂર્તની અદર મુકિતમા ગયેલા 'ગૃહિલિંગસિધ્ધ' કહેવાય છે

દા ત ભરતચક્રવર્તી, કેવલજ્ઞાનની ઉત્પત્તિની અપેક્ષાએ આ દષ્ટાત છે કેમકે, કેવલીઓનો અવશ્ય મોક્ષનો નિયમ છે

નિરૂપચરિત દષ્ટાત, મરુદેવા વિ (૩૮+૨૯૨)

भवा तराऽऽसेवितसर्वविरतिजन्यकेवलज्ञाना अल्पायुष्का-

स्नातस्तापमादिलिङ्गेनान्तर्मुहूर्त्तान्तर मुक्ता अन्यलिङ्गसिद्धा। यथा वल्कलचीरी ॥ ३९ ॥

— અન્યલિંગસિદ્ધ —

અર્થ —અ ધભવમા આરાધેલ સવવિરતિ જન્ય કેવલ જ્ઞાનવાળા, અલ્પાયુષવાળા, તાપસ વિ ના લિંગથી અન્તમુહુર્તની અ દરમુકત બનેલા ' અન્યલિંગસિધ્ધ' કહેવાય છે જેમકે, વલ્કલચીરી વિ (૩૯+૩૯૩)

र नत्रयवन्तो रजोहरणादिलिङ्गेन युक्ता मुक्तास्स्वलिङ्गसिध्धा । यथा साधव ॥ ४० ॥

અર્થ —સ્વલિંગસિધ્ધ=રત્નત્રયીવાળાઓ, રજોહરણ વિ લિંગથી યુક્ત મુક્તિએ ગયેલા 'સ્વલિંગસિધ્ધ' કહેવાય છે જેમકે, સાધુઓ (૪૦+૩૯૪)

सम्यगदर्शनादिमहिम्ना स्त्रीशरीरा मुक्तास्स्त्रीलिङ्गसिध्धा यथा चन्दनाप्रभृतय । रत्नत्रयेण पुरुषशरीरा मुक्ता पुम्ल्लिङ्गसिध्धा यथा गौतमगणधरादय । कृत्स्नकर्मक्षयान्नपुंसकशरीरा मुक्ता नपुंसकलिङ्गसिद्धा । यथा गाङ्गेय ॥ ४१ ॥

અર્થ —સ્રીલિંગસિધ્ધ=સમ્યગ્દર્શન વિના મહિમાથી સ્રી શરીરથી મુક્તિએ ગયેલા ' સ્રીલિંગસિધ્ધ ' કહે

વાય છે જેમકે ચદના વિ

પુરૂષલિ ગસિધ્ધ=રત્નત્રયદ્વારા પુરૂષશરીરથી મુકત બનેલા, પુરૂ
ષલિ ગસિધ્ધ ' કહેવાય છે જેમકે ગૌતમગણધર વિ

નપુ સકલિ ગસિધ્ધ=સકલકર્મના ક્ષયથી [કૃત્રિમ] નપુ સકશરી
રથી મુકત બનેલા ' નપુ સકલિ ગસિધ્ધ ' કહેવાય
છે જેમકે, ગાગેય (૪૧+૩૯૫)

एकनिमित्तमात्रदर्शनज यवैराग्यास्तत्कालसम्प्राप्तरत्नत्रया मुक्ताः प्रत्येकबुद्धसिद्धाः । यथा करकण्डुद्विमुखनमिराजर्षिप्रभृतय ॥ ४२ ॥

અર્થ —પ્રત્યેકબુધ્ધસિધ્ધ=ફકત એક નિમિત્તના દર્શનથી
થનાર-વૈરાગ્યવાળાઓ, તત્કાલ રત્નત્રય પામેલા
મુક્તિએ ગયેલા ' પ્રત્યેકબુદ્ધસિદ્ધ ' કહેવાય છે
જેમકે, કરકંડુ, દ્વિમુખ, નમિરાજર્ષિ વિ

(૪૨+૩૯૬)

निमित्तदर्शनमन्तरा बोधप्राप्तिपूर्वक कवलिनो मुक्तास्स्व यम्बुद्धसिद्धा । यथा कपिलादय ॥ ४३ ॥

અર્થ —સ્વયબુધ્ધસિધ્ધ=બાહ્યનિમિત્ત સિવાય સ્વયમેવ પોતાના
જાતિસ્મરણ વિ થી બોધની પ્રાપ્તિપૂર્વક કેવલી બની
મુક્તિએ ગયેલા 'સ્વયબુધ્ધસિધ્ધ'' કહેવાય છે
જેમકે, કપિલ વિ (૪૩+૩૯૭)

उपदेशन यप्रतिबोधा अवाप्तरत्नत्रया मुक्ता बुद्धबोधितसिद्धा । यथा जम्बूस्वामिप्रभृतय ॥ ४४ ॥

અર્થ—બુધ્ધબોધિતસિધ્ધ=આચાર્ય વિ બુદ્ધોના ઉપદેશથી જન્ય પ્રતિબોધવાળા રત્નત્રયીને પામેલા, મુક્તિએ ગએલા, 'બુધ્ધબોધિતસિધ્ધ' કહેવાય છે જેમકે જબૂસ્વામી વિ (૪૪+૩૯૮)

इतरानवाप्तमुक्तिकैकसमयावाप्तमुक्तिका एकसिद्धा । यथा श्रीमहावीरस्वामिन । एकस्मिन् समयेऽनेकैस्सह मुक्ता अनेकसिद्धा । यथा ऋषभदेवाद्या ॥ इति मोक्षतत्त्वनिरूपणम् ॥ ४५ ॥

અર્થ—એકસિ ધ=એક સમયમા એકલાજ મુકિતએ ગયેલા 'એકસિધ્ધ' કહેવાય છે જેમકે, પ્રભુશ્રી મહાવીર

અનેકસિધ્ધ=એક સમયમા અનેકોની સાથે મુકિતએ ગયેલા 'અનેકસિધ્ધ' કહેવાય છે જેમકે, શ્રી ઋષભ દેવ વિ

આ પ્રમાણે મોક્ષતત્વનિરૂપણની સમાપ્તિ જાણવી (૪૫+૩૯૯)

सम्यक्‌श्रद्धा यथाशास्त्र
मविभागा सलक्षणा ।
सक्षेपण समाख्याता
स्या मोदाय विपश्चिताम् ॥ ४६ ॥

અર્થઃ— શાસ્ત્રપ્રમાણે, વિભાગપૂર્વક, લક્ષણપૂર્વક, સંક્ષેપમાં નિરૂપણ કરાયેલી સમ્યગ્ શ્રદ્ધા, મનની મલિનતા વગરના વિવેચનાચતુર પંડિતોના આનંદને માટે થાઓ !

આ પ્રમાણે શુભેચ્છા દર્શાવી સમ્યગ્ શ્રદ્ધાનામક પ્રથમ ભાગ પૂર્ણ કરેલ છે (૪૬+૪૦૦)

## दशम किरण समाप्त.

卐 શ્રી તત્ત્વન્યાયવિભાકર ભા૦ ૧લો સમાપ્ત 卐

पृष्ठ-सूत्रोनो अकारादिक्रम



पृष्ठ-सूत्रोनो अकारादिक्रम

पृष्ठ-सूत्रोनो अकारादिक्रम



पृष्ठ-सूत्रोनो अकारादिक्रम

पृष्ठ–सूत्रोनो अकारादिक्रम

पृष्ठ-सूत्रनो अकारादिक्रम



पृष्ठ-सूत्रनो अकारादिक्रम

ટુંક સમયમાં બહાર પડશે

તત્વજ્ઞાનનો અપૂર્વ ખજાનો

એટલે

# તત્વન્યાયવિભાકર

ભા૦ ૨ જો [સંપૂર્ણ]

— રચયિતા —

પૂજ્યપાદ ગુણરત્નમહોદધિ

આચાર્ય ભગવત વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ



૦ અનુવાદક ૦

પૂજ્યપાદ આચાર્યદેવ વિજય ભુવનતિલકસૂરીશ્વરજી

મહારાજના શિષ્યરત્ન

પન્યાસજી મહારાજ

શ્રીમદ્ ભદ્રંકરવિજયજી ગણિવર